# મીઠી કે જુઠી?

---

## ઇંગ્રેજી સંસારની એક વારતા.

---

( ઇંગ્રેજી ઉપરથી )

બનાવનાર

**બહેમનજી નવરોજજી કાબરાજી,**

"પુરસદ" તથા "નવરાસ"ના અધીપતી; "દેલજંગે દલેર," "સિપાહી બચ્ચાની સજની," "ધીરજનું ધન," "પાકીજેહ પ્યાર," "ફરામજી," "કાચા કાનની ખરાબી," "જુગાર," "કાવલાની કાંહાણી,"—ભાગ ૧ થી ૪, "સંસાર," "વફા પર જફા," "અંધારી રાત્રે ભગ કાકા," "બેહેરા બેહેલાકાકા," "એક પથ્થરના પ્રતાપ," "સુખલાજીનાં સંકટો," "ભુલો પડેલો ભીમભાઇ," "ગામરેની ગોરી," "સદગુણી શીરીનનાં સંકટો"—ભાગ ૧ થી ૪, "રસીક વારતા સંગ્રહ," "ભોલી ગુલ," "કળજુગ," "ભુલનો ભોગ," "એક પરણેતરનો પ્યાર—પઇસા?" "તડકામાં એક વાદળી," બેદીલ કે બેવફા?" કોણ સરસ—વાહરયાની વીલુ કે પટેલની પીલુ?" "વમળમાં કમળ," "દોરંગી દુન્યા," "બાગે બેહેસ્ત," "દીલસોઝ કે દીલબર?" "સંકટની સુલમાં ફસેલું ફુલ," "તુરે નેકી," ઇત્યાદીના કરતા.

---

૧૯૧૨.

મીઠ્ઠી કે જુઠ્ઠી?

# અર્પણ.



પોતાનાં બેટા બેટીઓને એક બી સહરાગત વગરના શુધ્ધ
પ્રેમની બુલંદ ફીદાગીરીથી ચાહવાવાલી
**આખી આલમની તમામ નેકબખ્ત માતાઓને**
એક મીઠ્ઠી માવીતરનાં અગાધ અને સાચાં હેતની કેફીયત
રજુ કરતું આ મારી નવીન વારતાનું ન્હાનું પુસ્તક,
તેમનાં તે ખુદાની ખુદાઇ પુરવાર કરનારાં હેત માટેની મારી
અદના પ્રસંશામાં, મારા તરફની એક ગીરકીન "નજર" તરીકે,
ઘણાં મોટાં માન સમેત

**હું અર્પણ કરૂં છું.**

બ. ન. કાબરાજી.

ફ્રીયર રોડ, કોટ,
જુન ૧૯૧૨.



"But what strange art, what magic can dispose
The troubled mind to change its native woes?
Or lead us, willing, from ourselves to see
Others more wretched-more undone than we?
This books can do: nor this alone; they give
New views to life, and teach us how to live;
They soothe the grieved–the stubborn they chastise,
Fools they admonish, and confirm the wise;
Their aid they yield to all; they never shun
The man of sorrow, nor the wretch undone;
Unlike the hard, the selfish and the proud,
They fly not sullen from the suppliant crowd;
Nor tell to various people various things,
But show to Subjects what they show to Kings."

# દીબાચો.

—:૦:—

આ ન્હાનકડાં પુસ્તકને કોઇ લાંબાલટાક દીબાચાની જરૂર નથી. ગુજરાતી વાંચનારો શોકીન વર્ગ માહરાં અદના લખાંણોનો જાબજા કદર કરતો થયો છે તે માટેના મારા પરમ સંતોષ સાથે આ એક ન્હાની "નૉવેલ" જોડે તેમની ફરી એક વાર મીલાકાત કરતાં મને ઘણી ખુશી હાંસલ થાય છે.

આ "નૉવેલ" ન્હાની છે, પણ તેની અસર, અગત અને ચાનક તેમજ રસીકતામાં તે મારાં આગલાં કોઇ બી પુસ્તકો જેટલીજ મોટી છે. એ ઇંગ્રેજી ઉપરથી મેં ઉપજાવેલી છે, ને વારતાનો અસલ જોસ ને મીઠાસ બીગડવા નહી દેવાની મતલબથી તે મેં મરડી ભચડીને દેશી સંસારને લાગુ કરવાને બદલે તેનાં અસલ ઇંગ્રેજી સ્વરૂપમાંજ જાહેરમાં મેલવાને વધારે લાયક માન્યું છે. એમ છતાં જેઓ આ ટુંક સફરામાં સહેલ કરશે તેઓ જોશે કે વાંચતાં ફીક આવે એવું આ કોઇ ઈંગ્રેજીનું કંટાલારૂપ ભાષાંતર નથી. એ લગભગ મારાજ બોલોમાં ને મારીજ ઢપછપે મેં એક અસલ વારતા જેવાં જોસ ને ઝમકથી રજુ કરવાનો પ્રયાસ કરયો છે, અને નામો, સ્થળો વિગેરે સઘળું સઘળાંને સહેલથી સહમજ પડે એવી સંભાલથી લખેલું હોવાનાં કારણથી મારા તમામ ઉલટમંદ વાંચનારા વર્ગને, એક બી અપવાદ વગર, એ વારતા ગમશે એમ માનવાને હું કશોજ સંદેહ ધરાવતો નથી. સારી ફત્તેહમંદ વારતાઓ લખી શકવા માટે મને જાહેર સનદ મલી ચુકી છે—એ સનદ સહમજદાર ને કદરસનાસ ગુજરાતી વાંચનારી આલમે પોતે વગર માંગવે મને સપુર્દ કરવાની ઇજ્જત આપી છે, ને એ અચુક લોકપસંદગીની ઇર્ષા ઉપજાવાજોગ ઇજ્જત માટે હું તે માહનામી કરીમોકારસાજ સામે સર નમાવી લખ્ખો મરતબા શુકરગુજાર થાઉંછું.

આ એક ખરી હેતવંતી માવીતરના પ્રૌઢ પ્યારના મહત્વનું દીલપઝીર દાસ્તાન છે, ને એક માતાના કેહવતરૂપ થઇ પડેલા પાક અને અખુટ પ્યારની બુલંદ પુરવારી રજુ કરતું એ મારૂં ન્હાનકડું પુસ્તક, તેથી,

આખી આલમની તમામ નેકબખ્ત ને ખરી હેતવંતી માતાઓને વગર રજાએ અર્પણ કરવાનું મને માન છે. એ તેમની પાક જનાબમાં મારા જેવા એક મીસ્કીનની ખરા દીલની પ્રસંસાની એક અદના "નજર" છે.

છેલ્લે, જે સાહેબો હર સાલ મને મારાં પુસ્તકોની નકલો ખરીદી નિયમીત ઉત્તેજન આપે છે, અને જે સદગ્રહસ્થો, વળી, પોતાના ધંધાની જાહેર ખબરો મારાં પુસ્તકોમાં છપાવી મને શોભા આપે છે તે સઘળાંઓનો એકત્ર ઉપકાર અત્રે જાહેર કરવાને હું મારી ફરજ સમજું છું. હું તેઓની એ ભલાઇ ખરેખર ઘણી કીંમતી જાણું છું.

બ. ન. કાબરાજી.

જુન, સને ૧૯૧૨.



જાહેર ખબર.



# જુની દુકાન ને ભભકાનું કામ—

## પંકાયલી દુકાન અને પંકાયલું નામ.

# જુનું તે સોનું.

## સોના, ઝવેરાત અને ચાંદીના દાગીના બનાવનારની જુની મચેલી દુકાન,







**બહારકોટ અબદુલ રહેમાન સ્ટ્રીટમાં**

જ્યાં સતાણું અને ગીનીના તથા ઉંચા પ્રકારના ઝવેરાતના તથા ચાંદીના દાગીના મોટા જથામાં વેચવામાં આવે છે તથા ઑરડરથી બનાવી આપવામાં આવે છે. મજુરીના ભાવ કમી કરવામાં આવ્યા છે.

**પધારો અને ખાત્રી કરો**

પ્રેઝંટ દેવા લાયક વીલાયતી સોનાની તથા ચાંદીની જુવેલરીની હજારો ચીજ અમારી દુકાનમાં ગોઠવી છે, જે જુજ નફે વેચીએ છીએ. છુટું ઝવેરાત હીરા માણેક તથા મોતી જથાબંધ તથા પરચુટણ ફકત કમીશનથી વેચવામાં આવે છે.

**બહારગામના ઑરડરો તાકીદે પુરા પાડીએ છીએ.**

**કાનજી માલજી ઝવેરી,**

અબદુલ રહેમાન સ્ટ્રીટ, ટેલીફોન નંબર ૭૮૨, મુંબઇ.

## જાહેર ખબરો.

# બીજી જ્ઞાતના ઝવેરીઓને તસ્દી આપવા શી જરૂર છે ?

☞ હવે પારસીઓ હરેક ધંધામાં પડે છે—અને નફટ નોકરીને સલામ કરીને, 'મોનોપોલી' લઇ બેઠેલા હરેક ધંધાદારી ગ્રહસ્થો વચ્ચે ફત્તેહમંદીથી આગળ વધે છે. તેનો એક જાણવાજોગ પુરાવો :—

આ 

| આદરજી દોસાભાઇ<br>ચોકસી, ઝવેરી,<br>મુસ બીલ્ડીંગ—ગ્રાંટરોડ. |
|---|

નાં પ્રસીદ્ધ ખાતાંનો છે.

☞ અમારે ત્યાં તમને શું મલશે?

માંગો તેવા ઘાટના—માંગો તેવાં કામના—અને ચાહો તેવી ફેશનના તરેહવાર મોહડું શોભે તેવા દાગીના.

**વળી બીજું શું ?**

ઉત્તમ કામ—મધ્યમ દામ—એકજ વાયદો—દગાની ચીંતા નહીં—ઠગાવાની ધાસ્તી નહીં.

દરેક કામ છેલ્લામાં છેલ્લી ફેશન મુજબ અપ-ટુ-ડેટ થાય છે. ભલાં ભલાં ઘરાકોએ તે જોયું છે—અને જોઇને વખાણ્યું છે.

તમો બી એકવાર અમારી દુકાને પધારો.

**એક ફેરો ખાશો તો કાંઇ નવુંજ જોશો—**

**નવુંજ જાણશો—**

**અને નવુંજ શીખશો.**

☞ મજુરીના ભાવ સેંકડે ૨૫ ટકા ઘટાડ્યા છે.

**બહારગામના ઓર્ડરોપર તાકીદે ધ્યાન આપવામાં આવે છે.**

☞ ટેલીફોન નંબર ૨૦૩૦.

જાહેર ખબર.



# આ શી ર વા દ.

## બાદશાહી ચા અને કૉફી

પીનારાઓ, તમને મારા આશીરવાદ છે!

ખરેખર આએ ચા અને કૉફીનું બાદશાહી નામ તેના ગુણ અને ટેસ્ટ પ્રમાણે તેનાં નામનું વાજબીપણું દેખાડે છે.

સારી ચાના સોખીન પીનારા મારા સાહેબો, ત્યારે તમે બીજી ચા શા માટે પીઓ છો?

**બાદશાહી ચા** તમારાં સહવારનાં પીનામાં મનગમતો સંતોષ આપશે. ભાવ વાજબી છે. દરેક ખાધખોરાકીવાલા પાસે "બાદશાહી" નામ હાજર કરેથી તરતજ મલશે.

એજન્ટો જોઇએ છે.

બાદશાહી ચા અને કૉફી ડીપો.

માલેક—એ. ડી. સાકરવાલા.

જકરીઆ મસજીદ, મુંબઈ.



જાહેર ખબર.

# આ તમારે ત્યાં દીકરી છે કે?

## જો હોય તો લગ્નની રીત માટે આજથીજ તૈયારી કરો!

### એક દાખલો:—

એક ૩૦) વરસના ગ્રહસ્થ પોતાની ૫) વરસની દીકરીને ૨૫) મે વરસે પરણાવવા માંગે છે, અને સાથે રૂ. ૩૦૦૦) ની રીત આપવા ખુશી છે. એ ગ્રહસ્થ અમોને દર મહીને રૂ. ૧૦॥) જો આપે તો એઓને નીચલા લાભ મળી શકે છે ?

લાભ પહેલો—૨૫) મે વરસે દીકરીનાં લગન વખતે રૂ. ૩૦૦૦) રીતના અને લગભગ રૂ. ૧૫૦૦) બીજા અમો પહેરામણીના આપીશું.

લાભ બીજો—લગન અગાઉ પીતાજીની કજા થાય તો દીકરીની માતા યા ભાઇ, યા કોઇએ પણ અમોને એક ભરવી નહીં, પણ બાઇનાં લગન ઉપર ૨૫) મે વરસે અમે રીતના રૂ. ૩૦૦૦) આપીશું.

લાભ ત્રીજો—લગન અગાઉ જો દીકરીની કજા થાય તો જે રકમ એઓના પીતાએ અમોને ભરી હશે તે ૩॥ ટકાનાં બ્યાજ સાથે પાછી વાલીશું.

કેસ, શું ધારયું ?—તમારી ઉમર, તમારી દીકરીનાં લગન કેટલાં વરસ પછી કરવા કરવા ચાહોછો અને શું રીત આપવા માંગો છે તે અમો ઉપર લખી મોકલો, અને તમોને શું ભરવું પડશે તે અમો તમોને તુરતજ જણાવીશું.

કુબીન એન્ડ સેકસબી,
વીમાવકીલ.
વટાઇટવે બીલ્ડીંગ, કોટ, મુંબઇ.



## જાહેર ખબર

# તમારે ત્યાં દીકરી છે કે?

## તો લગનની રીત માટે આજથીજ તૈયારી કરો!

### એક દાખલો:—

૩૦) વરસનો ગ્રહસ્થ પોતાની ૫) વરસની દીકરીને ૨૫) મે
વવા માગે છે, અને સાથે રૂ. ૩૦૦૦) ની રીત આપવા
ગ્રહસ્થ અમોને દર મહીને રૂ. ૨૦ાા) જો આપે તો
લાભ મળી શકે છે?

—૨૫) મે વરસે દીકરીનાં લગન વખતે રૂ. ૩૦૦૦) રીતના અને લગભગ રૂ. ૧૫૦૦) બીજા અમો પહેરામણીના આપીશું.

—લગન અગાઉ પીતાજીની કજા થાય તો દીકરીની માતા યા ભાઇ, યા કોઇએ પણ અમોને એક ભરવી નહીં, પણ બાઇનાં લગન ઉપર ૨૫) મે વરસે અમે રીતના રૂ. ૩૦૦૦) આપીશું.

—લગન અગાઉ જો દીકરીની કજા થાય તો જે રકમ એઓના પીતાએ અમોને ભરી હશે તે ૩ાા ટકાનાં વ્યાજ સાથે પાછી વાળીશું.

?—તમારી ઉમર, તમારી દીકરીનાં લગન કેટલાં વરસ પછી કરવા ચાહોછો અને શું રીત આપવા માંગો છે તે અમો ઉપર લખી મોકલો, અને તમોને શું ભરવું પડશે તે અમો તમોને તુરતજ જણાવીશું.

કવીન એન્ડ સેકસબી,
વીમાવકીલ.
વટાઇટવે બીલ્ડીંગ, કોટ, મુંબઇ,



# મીઠી કે જુઠી?

ઇંગ્રેજી સંસારની એક વારતા.

## પ્રકરણ ૧ લું.

સસેકસના પ્રખ્યાત ઉમરાવ લોર્ડ ફીલીપ લીસ્ટરને ક્રિસમસની મજાહમાં મજાહ કરતાં કંટાલો વિશેષ જણાતો હતો. તે પોતે દુન્યાની મોજમજાહથી પોતાની લાયક ઉંમરની આગમચથી ધરાઇ ભરાઇ ગયલો એક ધનવાન અર્લ હતો. તેના વખતમાં—બલ્કે ખરી રીતે કહીએ તો તેનો લાયક વખત આવે તે આગમચ, પોતાની બેસુમાર દોલતને મુકાબ્લે, તેણે એટલી બધી મોજમજાહો કરી લીધી હતી કે હવે તેને માટે જાંણે કોઇ બી વાતમાં કશી મજાહ હતીજ નહી.

તે પોતાના મોટા મેહલ નામે "રેનર્વોલ્ડ" નાં એક આરાસ્તા પણ એકાંત દીવાનખાનાંમાં હાલ એકલોજ હતો. તેની આસપાસની બધી ખલકત ક્રિસમસના રમણ્ય તેહવારોની વાર્ષિક ખુશાલીમાં હળીમળી રહી હતી, તેની પોતાની ઉપર કીંમતી પારસલો—એ મુબારક હીંગામને અનુસરતી તરેહવાર ભલી દુવાઓ સાથે—ભેટસોગાદ તરીકે ઢગલાબંધ આવી પડયાં હતાં, પણ તે બધાં ઉખેડવા, જોવા કે તપાસવા જેટલી બી તેને ઉલટ થતી ન હતી. નોકરોનેજ તે ખુલવાનો તે બેદરકારીભર્યો હુકમ આપતો, અને જયારે કીંમતી હીરાઓનાં ઝળઝળ થતાં પેકેટો વિગેરે આંખને છેક છક કરી મેલનારી ભેટસોગાદો બેદાદ ફીસમે ટેબલ ઉપર પડેલી જાંણે એક શરમભરેલા ગેરધનસાફની ફરીઆદ પુકારતી હતી, ત્યારે તેને પોતાને તો તે બધાની એક બી તુંભા કરવા જેવો કશો એ મોહ બરપા થયલો જણાતો ન હતો।

તેનો ટપાલનો કોથલો રાબેતા મુજબ તેની ખીદમતમાં લાવીને ખોલવામાં આવ્યો, પણ તેમાંથી બી ઉપરટપકેથી કવરો તપાસીને થોડાંજ ખોલવા ને વાંચવાની ઝેહમતને તે જેમ તેમ પોંહચી શકયો. રાજદરબારનાં દમામદાર મોનોગ્રામોવાલાં ભપકાભર્યાં કવરો ને સુગંધમય ખુશબોથી બેહક બેહક થતાં નાધલી ઘડીનાં જીનાં સુંદર પરબીડાંઓ તે ફકત ઉપરથી જોઇને બાજુ મુકતો ગયો. તે બધાં જોવા, વાંચવા ને તેના જવાબ કરવાનું કામ તેનાં મત મુજબ તેનું નહીં પણ તેના સેક્રેટરી જીરાલ્ડ ડનમોરનું હતું. તે કાગળોમાં ઘણાંખરાં ડીનરો અને બૉલોનાં તેડાંઆણાનાં, મિટીંગો અને કાઊનસીલોને લગતી ખબરોનાં અને વળી કોઇક પ્યારના મીઠા પેગામોનાં હતાં; પણ જવાંન લોર્ડ લીસ્ટરને કોઇ વાતની પરવાહ હોય એમ જરા એ દેખાયું નહીં.

તે આ ક્રિસમસ પર તેની આખી જીંદગીમાં પેહલીજ વાર એમ પોતાના મોટા મેહલનાં એકાંતમાં એકલો હતો. તે તો મીરટલનો ડયુક એજ દિવસે એક મોટી પારટી સાથે શિકારગાહે જનાર હતો તેમાં સામેલ થવાનું આગલી રાત્રે કબુલી ચુકયો હતો, પણ તે રાત્રે ઘોડા પરથી ઉતરતાં તેનો પગ કાંઇક ઝોંક આવી જવાથી જરા જોખમાયો હતો, એટલે આજે તે પોતાના "રેનવૉલ્ડ" મેહલમાં હજી એકલોજ હતો.

તેને બાહેરની ગડબડખોરી દુન્યાનો ધામધુમ્યો ઘોંઘાત ઘણો મોટો કંટાલો ખવાડતો હતો, અને તેથી તેણે બાહેરના ઘોંઘાટથી અલગ થવા જોગી દરેક યોજના કરી. તે જે ઘોંઘાટ પોતાને કાંને આવતો નહીં બંધ કરી શકયો તે ફકત દેવલમાં ચાલુ થઇ ચુકેલા ઘંટના લોખંડી અવાજના થોકા હતા. તે અવાજ ના તો તે પોતાના કાનમાં ઘોંઘાટ કરતો દાખલ થતો બંધ કરી શકયો, કે ના તો તે અવાજથી યાદ આવતી તેની બચગીની ગઇગુજરી તે મનમાંથી દુર કરી શકયો. તેણે યાદ કર્યું કે વરસોની વાતપર તેની વીધવા માતાનાં જવાંન પાસાંમાં દબાઇને તેણે એ દેવલના ઘંટની લોખંડી જબાન તેનાં એકસરખા થોકાઓથી એમ અવાજ કરતી શું કેહતી ને સમજાવતી હશે તે તેને પુછ્યું હતું, અને તે ભલી માતાએ ત્યારે તેને સમજાવ્યું હતું કે એ આપણને સર્વને બેહસ્તનો પેગામ પુગાડે છે કે આ દુન્યાથી કાએર થયલાં ને કંટાલેલાં માટે, જો તેઓ સદમાર્ગે આ જીંદગીમાં જીવ્યાં હોય તો, પેલી દુન્યામાં હંમેશગીની રાહત અને સુખ છે!

"મારા વાહલા દીકરા," તે કેહતી હતી, "મારી તુંને દુઆ છે ને તું ઘણાં વરસ જીવશે, અને જીવીને એ ઘંટ દર ક્રિસમસે સાંભળશે, વાસ્તે તે સાંભળે ત્યારે સદા સચ્ચાઇથી વરતવા અને નીતીથી ચાલવાને મારી આજની શીખામણ તું વરસ દર વરસ યાદ કરતો રહેજે. "—અને તેણે તેમજ વરતવાની તે ભલી માતાને કબુલાત આપી હતી, મગર અફસોસ કે તેવીજ નીખાલેશ જીંદગીથી વરતીને તે કબુલાત તેણે પાળી હતી એમ તે પોતાની છાતીપર હાથ મુકીને આજે કહી શકવાની હાલતમાં નહીં હતો !

તેની જવાંન આંખો આંસુથી ભરાઇ ગઇ. એક બાપનો સાહયો તો તે છેક બચગીથીજ ખોહી બેઠો હતો, પણ આવી એક ભલી અને મેહરબાંન માતા બી જો તેને નસીબે જીવવા પામી હોત તો તે આજે એક જુદીજ રકમનો માણસ થતે એમ તેને લાગ્યું. તેને આજની ક્રિસમસે કશીજ રાહત મલવા દીધી નહીં. તે દરેક જણથી અને દરેક ચીજથી કાયર થતો જણાયો. તે બેસુમાર પૈસાનાં પ્રબળથી વધતો ઓછો બેહકી ગયો હતો, અને ધારવા કરતાં વેહલો ધરાઇ જઇને હવે પસ્તાતો હતો.

" રેનવૉલ્ડ " ના એ બધા લોર્ડ લીસ્ટરો પુરાતમપણાંથી પ્રસીદ્ધ હતા. તેઓ ઇંગ્લાંડનાં સૌથી આગેવાન કુટુંબમાં આમેજ હતા, અને એ ઉમરાવોના પુર્વજો છેક અસલવારેથી મોટા અને માનવંત લેખાતા હતા. એ રેનવૉલ્ડ મેહલની તેમની મીલકત વટીક આખાં સસેક્સમાં સર્વથી મોટી અને માન પામેલી ગણાતી હતી. વંશપરંપરા એ ઉમરાવો બાહદુર, ખુબસુરત, સાચા અને લડાયક ઉધરયા હતા. તેઓ મગરૂર, કરડા, અને અદેખા હતા. તેઓની મોટાઇજ ગોયા પોતાથી કોઇને પણ શ્રેષ્ટ નહીં જોઇ શકવામાં સમાયલી હતી, અને એ જાતના સદગુણ કે દુરગુણોનો વારસો પેહડી દર પેહડી નવા આવનાર ઉમરાવની રગોમાં જાણે એક સ્વભાવિક પ્રેરણાથી ઉતરતો આવતો હતો. લોર્ડ ફીલીપ લીસ્ટર, એટલા વાસ્તે, એજ પ્રકાર ને એવીજ તબ્યતનો એક મોટો દમામદાર ઉમરાવ ઉધરયો હતો. તેનો ચેહરો કરડો તોપણ ખુબસુરત ને મગરૂર તોપણ મનમોહન હતો. તેની ફીલચાલ તેજસ્વિ અને અદા ખાંન્દાંની દેખાતી હતી. તેનો ઉમરાવ બાપ તેને ફકત એક વરસની ઉમ્મરનો થયલો જોઇને હંમેશગીમાં ચાલ્યો ગયો હતો,

અને તેની ભલી માતા પણ તેને ફક્ત સાત વરસનો કરવા પામીને આ ફાની જેહાનથી અસબાબ ઉઠાવી ગઇ હતી, જેથી એક દુરનો સગો તેનો વાલી થવા પામ્યો હતો, ને તેણે કાંઇ પણ અંકોશ વગર એ બાળક ઉમરાવને મનને ગમે એમ બગડવા ને વીખરવા દીધો. તેને પૈસાની કશી બાધ કે તંગી ન હતી. તે જીવ ચાહે એટલું એકકી વારે ખરચી ખાતો. સુભાગ્ય એટલુંજ કે કેળવણી તેણે ઉંચા પ્રકારની લીધી, અને પોતાનીજ ઉંદ અને ઉલટના સબબે તે ઘણું સારૂં અને ઘણું જલદી શીખી પોતાના દરજાને જેબ દેતો ઉઘરયો.

તેનું ઉમરાવપદ બેસુમાર પૈસો સાથે લેતું આવ્યું હતું. તેની ત્રણ ત્રણ મોટી મીલકતો અને જાગીરો હતી. સારે સારે ઘેરનાં તેની ઉપર મરી પડતાં હતાં, અને તેને પોતાની દીકરીઓ પેહેડાવી દેવા સેંહેંકડો માબાપો અતીઘણાં આતુર થઇ રહયાં હતાં; પણ મોજશોખના તે મોજીલા ઉમરાવને લગ્નની જુસરીનો કદી ખ્યાલ થવા પામ્યોજ ન હતો. તેને ખરા પ્યારથી કોઇએ આજતક ચાહયો ન હતો, અને તેથી તે પોતે બી પ્યારની અસરમાં આજસુધી બેઅસર અને નાવાકેફ ઉઘરયો હતો. સારાંશ, એ રીતે તે હજી તો બત્રીસ વરસની છેક જવાંન ઉમ્મરમાં હતો તેટલાંજ પૈસા, માનઅકરામ, મોજશોખ, અને એ સર્વથી ધરાઇ ભરાઇને તે પરવારી ગયો હતો. છેક બાળક ઉમ્મરે લગભગ સ્વતંત્ર થઇ રહેલો હોવાનાં પરીણામમાં તેને એ છુટાપણું પેહલી હરોળમાં ઘણું ગમ્યું, અને તેથી તેણે તે ઘણું ભોગવી લીધું.

તેને પરણવાની ઘણીક ભલામણો થઇ હતી. તેના વાલીઓએ બી તેને એજ સલ્લાહ આપી હતી. તે સુધરીને સમો થાય અને તેની ધરાઇ ભરાઇ રહેલી જીંદગીનાં કંટાળાથી બચીને પાછો સુખી થઇ શકે એટલામાટે તેની કોઇ પસંદગીની મોહરદાર સાથે પરણવા તેઓ તેને ભલાંમણ કરતા હતા; પણ તે વાતને તે આજતક કદી બી એકમત થઇ શકયો નહી હતો. પરણવાજોગી ગંભીરતાથી તે એક પણ અબળાને અત્યાર સુધી જોઇ કે ચાહી શકયો હતોજ નહી. મોટાં મોટાં આલીશાંન અને ઉમરાવ ખાંન્દાંનની નાજનીનો તેના હાથની ઉમેદવારી કરતાં કાયર થઇને કંટાલી ગઇ હતી. તે બેઅસર જવાંનને પ્યારની જંજીરમાં કોઇ બી અસીર કરી શકયુંજ નહીં, અને પરીણામ એ થયું કે તે આયંદે કોઇ બી વારસ વગર મરી જશે એવોજ દેખીતો

સંભવ હોવાથી તેનો પીત્રાઇ આલબર્ટ, તેના હવે પછીના વારસ તરીકે, તેની જોડે "રેનવૉલ્ડ" મેહેલમાં રેહવા આવ્યો. તેજ છોકરો હવે પછી માટે તેનો જાહેરમાં વારેસ લેખાતો હતો. એ રીતે લોર્ડ ફીલીપનો હાલ તુરત તો કોહેલો સડેલો કારોબાર હતો, જેવા એક કારોબારથી, ઉપર કહ્યું તેમ, છેક જવાંન ઉમ્મરે તે અત્યારમાંજ પુરતો કંટાલી ગયો હતો, અને મજકુર "ક્રિસમસ ડે" ના વેલાતના સૌથી ધામધુમ્યા તેહવારને દાહડે તે સૌથી વધારે કંટાળેલો જણાતો હતો.

અંતે તે કંટાલાથી બચવા ને બાઝ આવવા તે પાંઉપ્યાદો તડકાંની ટોપી પેહડી લઇને ફરવા નિકળી પડયો. તે ઘણું ચાલ્યો. ચાલવાની કસરતનો તે હંમેશનો શોખીન ઉમરાવ આજના કંટાલાની ધુંઇમાં વધતું ચાલ્યો, અને પોતાના મેહલની સરહદથી છેક ઘણે દુર "કૉલ્ડર વુડસ" નાં જંગલોમાં ઉતરી ગયો.

ત્યાં હવા ખુશબોદાર અને ખુશનુમા હતી. સઘળું શાંત અને ચુપ હતું. ક્રિસમસને લગતી ધમાલ કે ગીરદીની ગડબડ જેવું ત્યાં કશું એ હતું નહીં. એ બાજુની ટેકડીઓ અને મેદાનો તે ચલકતાં તડકાંવાલા દિવસે લીલોત્રીથી તર થયલાં, આંખને જાંણે તાહડક પમાડતાં હતાં. ઝાડો ફુલપાન અને પાત્રાંઓથી ભરાઇ ગયાં હતાં, અને ઉમંગના રંગમાં ડોળતી ડાળીઓ ત્યાં દરેક તાજગીનીજ જાંણે સાહદત પુકારતી હતી. પીલાં "કાઉસ્લીપ્સ" અને ફીકાં "પ્રીમરોઝીઝ," બાદશાહી "ચેસ્ટનટસ" અને નાજુક "બ્લુબેલ્સ" વિગેરે વિગેરે ફુલોની દીપક અને બહેકાત એ સઘળું તે જંગલોમાં જોવાજોગ હદ સુધી રમણ્ય હતું. જાંણે તે ખુદરતને પોતાને પ્રિય થઇ પડેલી એક જગા હતી. પાતરાંઓનો ખણખણાત, પક્ષીઓનું ગાયન, પવનનો સરોદ અને નાચતી કુદતી ડાળીઓનો ખખડાત જાંણે આસપાસનાં ઘાસપર નાચીજ રહયાં હતાં!

ફીલીપ (લોર્ડ લીસ્ટર) એ બધું જોતો, તપાસતો અને તેની મજાહ મેલવતો આગલ અને આગલ ચાલ્યો. તેનાં તનને કસરત અને મનને રાહત મળી, અને એમ ચાલતો તે જંગલો વટાવીને એક મોટાં નાલાં આગળ આવીને થોભ્યો, કે જેનો ખળખળ વેહતો ખણખણાટ ખુદરતની ખુબીઓમાં તેનાં હાલમાં ઉસ્કેરાયલાં મગજ માટે એક નવું "મ્યુઝીક" હતું. તે નાલાંની સરહદે ચાલ્યો; પણ જરા

વારમાં ચમકયો અને થોભ્યો. તેણે શું જોયું ? તેણે ત્યાં એક પીકચર જોયું કે જેની ખુબસુરતી અને સુંદરતાએ તેને સરબસર બાહત કરી લીધો. તેણે જે જોયું તે એક પીકચર તરીકે કેનવાસપર જો ઉતારયું હોય તો ત્યાં પણ આંખને છક કરે એમ હતું, માટે આ જીવતો જાગતો ખુદરતી નકસ તે સરજનહારની પોતાની પીછીનાં પરીણામ તરીકે તેને જાબજા હેરત કર્યા વના રહી શકયો નહીં. તે અજાએબીનાં એક આહ સાથે તે દેખાવ જોતો ઉભો.

તે નાલું ઓળંગવાને વચ્ચે મોટા પથ્થરોની ગોઠવણી થઇ હતી, જે પથ્થરો કુદાવતી એક મધુરી બાળા એક મનહર બોજો ખાંધે ઉપાડી, ગાતી લલકારતી આગળ વધતી હતી. તેનાં સોનેરી જુલફાંઓ કમ્મર સુધી વેરવાર વીખરાઈ પડેલાં હતાં, કે જ્યારે નાચતો કુદતો પવન તે લાડલીનાં તે જુલફાંઓ સાથે આલીંગણ કરવાના લાડ કરવા પડયો હતો.

તે સીધી, પતલી અને ઉંચી હતી, અને એમ છતાં શેહરી અબલાઓ જેવી તે કાંઇ કંટાયલી તવાયલી કે સુકાયલી ન હતી. તે ખુશાલ, તંદરોસ્ત અને મજબુત બાંધાની એક નાજોનખરાંભરી નાજનીન હતી. તેના ચેહાપર ગામરેની આસુદગીનો રતાસ અને તંદરોસ્તીનો બહાર પ્રગટ નજરે આવતો હતો. ફાશીનનું ચેટક કે ખુબસુરત દેખાવા માટેનાં હુનરમંદ ફાંફાંઓની બાબદમાં તે ગામરેની ગોરી બીલકુલ દોષરહીત દેખાતી હતી.

તેના પગ પાણીમાં ચાલતાં લગભગ ગુંઠણ સુધી ઉઘાડા કરેલા હતા, અને ઝભ્ભાની બાંહે પણ છેક બાજુ સુધી વાલી દીધેલી હોવાથી તે ભરેલા હાથો લગભગ તેજ મીસાલે નગ્ન હતા. તેની ખાંધે એક બાળક બેઠેલું હતું તે પણ તેટલુંજ ખુશાલ, રમતયાલ અને તંદરોસ્ત દેખાતું હતું. તેઓ બંને પાણીમાં ગમત કરતાં આગળ વધતાં હતાં.

લોર્ડ ફીલીપ છુપીને મનભાવતી કીસમે તેને જોવા બાજુમાંનાં એક મોટાં ઝાડને ઓથે દબાઇને ઉભો, કે જ્યારે તે વિશાલ નાલાંમાં એક વચમાંના મોટા પથ્થરપર તે સુંદરી પોતાના દીલખુશ બોજા સાથે આવી ઉભી, અને સુર્યનારાયણની તેની ઉપર પડતી સીધી દ્રષ્ટિનાં પરીણામમાં એવડાં તેજથી તેજસ્વિ બનેલી તે સુંદરતાને ફીલીપ તેની સંતાવાની જગ્યાએથી સંપુર્ણ કીસમે જોઇ શકયો.

તે એક દેવતાઇ સ્વરૂપ હતું. તેણે આ આગમચ સેંહેંકડો સુંદરતાઓ જોઇ હતી, પણ આવી એક બી મધુરી—એક ખરી સ્વપ્નવત સુંદરતા—તેણે આગળ એકે જોઇ ન હતી. તે જાંણે પોતાની નજર તે પવિત્ર દરશન ઉપરથી એક પળ પણ ખસાડી શકયો નહીં: એક લાગણી કે જેણે તેને જક્કરપક્કર પકડી લીધો ! તે તાજુબ થયો કે ગરીબ વર્ગનો એ સેતારો કોણ હશે ?

તે અબળાએ અલબત ફીલીપને જોયો નહીં. તે હવે પાણીમાં ઉતરી હતી, અને તેના ઉંઘાડા પગપર તે પાણી જયારે એકઠા સમુહમાં વિંટલાઇ રહ્યાં હતાં ત્યારે તે ખુશાલ તબ્યતથી હસ્તી તે બાળકને નગ્ન બનાવી તેમાં જબકોરતી અને નહવડાવતી હતી—એક ક્રિયા કે જે તે નિર્દોપ બાળકને પોતાને પણ એક ઘણી મોટી ગમત અને મજાહ આપતી જણાતી હતી.

ફીલીપ તે બધું જોતો ઉભો. તે પોતાનાં મનથી અજબ વટીક થયો કે આ તેની શી ગતી થઇ ગઇ હશે કે તે આગળ વધવાનું હવે મન કરી શકયોજ નહીં ? આ અબળા કોણ હતી કે જેણે નજરબંદી કે જાદુનાં જોરે જાંણે તે ઉભો હતો તે જગ્યાપરજ તેને બાંધી લીધો ?

તે બાળકને નહવડાવ્યા પછી તે સીધી હરોલમાં જે બાજુ ફીલીપ હતો તે કિનારે આવી, અને પોતે પગ સાફ કરી સ્લીપર્સ પેહર્યાં, કે જયારે પોતાનો મીસકીન દ્રેસ વિગેરે સમો કર્યાં પછી તે બાળકને તેણે તેજ ફોસમે કપડાં પેહડાવી તૈયાર કર્યું. એ પછી બાજુમાંનાં એક શીતલ છાંયાવાલા પથ્થર ઉપર તે નાજનીન એકાદ પલ વીસામો કરતી બેઠી, જે બધો વખત તે બચ્ચાંને વહાલથી વાત કરાવતી અને હેતથી બોલાવતી રહી—જયાં સુધી કે તે બચ્ચું તે પ્યારા હાથોની પાસબાનીભરી પનાહમાં નીરાંતથી નીંદ્રાવશ થઇ ગયું, અને તેને ઉંઘાતું જોઇ તે મધુરીએ ત્યાંના એકાંતમાં મીઠા શરોદથી એક હાલરડું ગાયું, જેણે લોર્ડ લીસ્ટરના જીગરને છેક અંતર સુધી આરપાર છેદી ભેદી નાખ્યું !

તે અદેખો થયો. તે બાળક કે જે તે અબળાનાં પાસાંમાં દબાઇને નીરાંતથી પોઢતું હતું તેની ઉપર જાણે તેને ઇર્ષાની ઝાંઝ ચઢી. તેણે ચાહ્યું કે તે બચ્ચાંને તે મધુરીનાં પાસાંમાંથી એક ઝટકે ઝુટવી લઇ

તે નાલાંમાં ડુબાડી મારી નાખવામાં આવે ! આવી એકનો પ્યાર તે પીઆસઝાં ઉપર તેને મન બધો વ્યર્થ અને હરામ ગુમાવવામાં આવતો હતો. તે પોતે પોતાની એ અદેખી લાગણીથી અજાએબ થયો, અને તેમ છતાં તે છોકરી તે નીંદ્રાવસ બાળકને ઉપરાસાપરી લીધેલી મીઠી ચુમીઓથી નવાજવાનું ચાલુ રાખતી હતી તે પોતે ભાગ્યેજ જોઇ શકતો હતો!

શું તે તેનુંજ બચ્ચું હશે ? તે પોતે અતીઘણી જુવાન અને બાળક જેવીજ નાધલી છોકરી દેખાતી હતી, કે જયારે તેનાં ખોલામાં ઉંઘતું તે બચ્ચું કમમાંકમ બે વરસની ઉમ્મરનું નજરે આવતું હતું.

લોર્ડ લીસ્ટરે પોતાની બેવકુફીને હસી કાઢવા ચાહ્યું, પણ તેમ તે કરી શકયો નહીં. તે એક આવાં નિર્દોશ નિરાશ્રીત બચ્ચાં માટે અદેખો થતો હતો, અને વળી અદેખો બી એવી એક અબળાના સંબંધમાં કે જેને તેણે પોતાની આખી જીંદગીમાં આજતક કદી જોયલીજ નહીં, અને હમણાં બી જે એક કેવળ ત્રાહીતથી કોઇ રીતે તેને અધીક નહી હતી. વળી એક અબળા કે જે તેની પોતાની પંકતી ને પદવીથી લખ્ખો મરતબે ઉતરતી હતી, કાંકે દેખીતી રીતે તેના પેહરવેશ ઉપરથી તે છેકજ મોહતાજ અને મુફલેસ એક તડાકે જણાઇ આવતી હતી!

---

## પ્રકરણ ૨ જું.

લોર્ડ લીસ્ટરના એ વિચારોનાં દરમ્યાનમાં ને તે અબળાને ઘણી મોજથી જોવાની તેની મજાહની હેરોલમાં હવે તડકું વધતું માંથે આવતું હોવાથી તે ઉઠીને ઉભી થઇ, અને કીનારે કીનારેથી આગલ ચાલતી થઇ. તે છેક તેની લગોલગથી પસાર થઇ, પણ તેણે તે ઉમરાવને જોયો નહીં. પોતે એ પોતાની સુંદરતાથી કોઇનું બી ધ્યાંન ખેંચી શકી હોય એ વાતની તમામ નિર્દોશ બીનમાહીતગારી વચ્ચે તે મધુરી બાળા પોતાના મનહર બોજા સમેત હવે એક ઝપાટે ચાલતી આગલ વધી.

ફીલીપ તેની પુઠે ગયો. તે કયાં જતી હતી અને કયાં રેહતી હતી તે જાણવાને તે તલબગાર બની ગયો હતો, અને "કૉલડર વુડસ" નાં ભીતરમાં એક મોટી ટેકડીની બાજુએ ગરીબ લોકોનાં ઝુપડાંની જે એક ચાલી હતી તે ગલીમાં હેરયું લેતાં તે અબળાએ નાકા

પર ઉભેલી એક ન્હાની બાળકી સાથે એક બે બોલ વાત કરી તે તેણે દુરથી જોયું, અને પછી તે અબળા તેની નજરે આવતી બંધ થઇ.

ફીલીપે હવે અસારતથી તે ચાલીની બાહેરની એક "સફેદ ચકી" આગલ ઉભેલી તે ગરીબ બાળકાને પોતાની પાસે તેડી. "બુચી," તેણે પ્યારના દેખાવથી પુછ્યું, "એ હમણાં ચકી આગલ તારી સાથે વાત કરીને અંદર ગલીમાં ગેઇ તે છોકરી કોણ છે?"

"તમે નહીં જાણુતા?" તે ચતુર બાળકીએ અજાએબીથી પુછ્યું; "અહીં તો આખું ગામ એને ઓળખેછ. એ તો અમારી ગ્લેડીઝ હાર્ટલેન્ડ છે."

"ગ્લેડીઝ! ગ્લેડીઝ!" તે ઉમરાવ અરધું મનસે પટપટયો; "કેવું સેહલું, સાદું અને તોબી મીઠું અને મધુરૂં નામ છે!"—અને પછી મોટેથી વધાર્યું, "અને એની સાથે જે બચ્ચું છે તે કોણ છે?"

"તે? તે વળી કોણ? તે તો એનો દીકરો 'લીઓ' છે."

"ત્યારે તો એનો વર બી હોશે?" તે જવાંને દુઃખના એક દેખીતા નાઉમેદ ઝટકાથી તરત સવાલ કર્યો.

"નહીં, એનો વર નથી; એ હમણાં તો એકલીજ રેહછ," તે ચાતુરીએ દીલખુશ જવાબ કર્યો. "તેના વરને મરી ગીયાને તો વરસ થઇ ગયું. અમારી પાસેનાં ઝુપડાંમાં એ તો બીચારી પોતાના બચ્ચાં સાથે હવે એકલીજ રેહછ, ને મારાં બુઢાં બપાઇ એ બેઉપર ઘણુંજ હેત રાખેછ."

"એનો વર શું ધંધો કરતો હતો?"

"તે ષ્ટદરવૅલીનાં ખેતરમાં ખેતી કરતો હતો."

"તું ઘણી દાહી છોકરી છે," તેણે વખાણ કરી કહયું, અને તેના હાથમાં એક શીલીંગ સેરવી દેતાં તે બોલ્યો, "મીઠાઇ ખાજે;"—અને પછી ત્યાંથી તે ચાલતો થયો.

તેનું ચીત ચોરાઇ ગયું. ગ્લેડીઝ! તે ગોયા જાગતાં બી ગ્લેડીઝનાજ સ્વપ્ના જોયાં કરતો, અને ઉંઘતાં પણ તેજ મોહીની મુરતની મીઠી યાદમાં ગીરફતાર ગરક થતો! તેણે તેને ભુલી જવાની કોશેશ કરી, પણ વ્યર્થ!

એજ મોસમના પછાડાઓમાં તેણે એમ ચાર છ દીવસો ગભડાવી કાઢયા, પણ અંતે મન નહીં માનવાથી તે "કૉલ્ડર વુડસ" ની સહેલગાહે એક વાર પાછો ગયો, અને પેલીજ ગુમારક જગ્યામાં તેજ શીતલ છાંયા હેઠલ તેણે તે માદીકરાંને ગોઠવાયલાં જોયાં: મા સીવતી બેઠેલી હતી—બાળક બાજુમાં ખેલતું હતું.

તે સુંદરી આજે તો વધતી ખુશનુદ, વધતી ખુબસુરત, જ્યાદા દીલચસ્પ દેખાતી હતી ! વાદળાંમાં જેમ વિજળી તેમ તે ઝાડોના શીતલ છાયામાં તે સુંદરીનું તેજ તમામ ઝગઝગી રહયું હતું. તે બચ્ચું તેનુંજ હતું, કેમકે તે બાળક જરા જરા વારે તેને "મમા ! મમા !" કહી પુકારતું હતું. તે પોતે હજી તો એક બાળક હતી, અને તેથી તે એક બચ્ચાંની માતા હતી એ ખ્યાલ તે જવાંન ઉમરાવને કાંઇક રંજકારક થઇ પડયો.

તેણે તેને વાત કરાવા ચાહયું. તે પરવાલાં જેવા પ્યારા હોઠો તેની જોડેની એકાદ વાતચીતમાં ઉઘડે એવી તેણે દીલોજાંન તલબ કરી, અને ભાગ્યદેવી પ્રસન્ન થઇ હોય તેમ પવનના એક સપાટા સાથે તે બાળકનાં માથાંપરની ટોપી બીજીજ પળે ઉડીને તેના પગ પાસે આવી પડી, જે ઉંચકી લઇને તે એક કુદકે બાહર આવ્યો.

"તમારાં બચ્ચાંની આએ ટોપી પેલી તરફ ઉડી આવી હતી," તેણે કહ્યું,—અને તેનાં દીલમાં ખુશાલી નાચી રહી, કેમકે એક મીઠાં "થેંક યુ" સાથે મીઠાસથી હસીને તેણીએ પોતાનાં કામમાંથી માથું ઉંચું કરી તેની તરફ જોયું. હવે ખરી રીતે તો તે ઉમરાવે ત્યાંથી એ પછી તરતજ ચાલી જવું હતું. તે તો તેનો એક મીઠો સરોદ રૂબરૂ સાંભળવાનેજ તલબગાર થયો હતો અને તે તેણે સાંભળ્યો હતો, માટે હવે તેને વધારે વાર થોભવું અતીઘણું નામુનાસેબ હતું; પણ એમ છતાં તે થોભ્યો, અને "કૉલ્ડર વુડસ"નાં જંગલો અને તે રમણ્ય નાલાંની વાખવાખી વિશે તેને વાત કરાવતો તે એકાદ પળ ત્યાં જ્યાદા ખોટી થયો: પણ વળી તે જેમ વધતો ખોટી થયો તેમ જ્યાદા જખમાયો, અને તે ચળકતી આંખની રોશણીની બાહેર સઘળો સુનકાર ને અંધકારજ વ્યાપી રહયો હોય તેમ તે હવે તેને મુકીને સુતલગ અલગ થઇ શકયો નહીં!

"આએ તમારૂં બચ્ચું છે ?" તેણે પુછ્યું—અને હસીને વધારયું, "એક બચ્ચાંની માતા થવાને વાસ્તે તમે પોતે ઘણાં નાધલાં દેખાઓછ?"

"હાજી, મારી નાચારીના સબબે હું ઘણી જલદી પરણીતી," તેણીએ કાંઇક ગમખારીથી કહ્યું. "તે વખતે મારી ઉમ્મર ફકત સોલ વરસની હતી."

"અને હમણાં તમારા વર નથી ?"

"નહીં જી; તેવણ ગીએ વરસે મરણ પામેલા છે."

ફીલીપ બેઠો. તેણે ઘણીજ મમતાથી તે કમનસીબ જવાંન બાંનુની આગળી હકીકતને લગતા વધતા સવાલો કર્યા, અને તાજુબીની વાત કે તેના તેણીએ નિર્દોષપતાથી કશી બી આનાકાની વગર સઘળા સાચ્ચા જવાબો આપ્યા। "મારી હકીકતમાં તાજુબીભરેલું કશું બી નથી," તેણીએ હસીને કહ્યું. "મારા બાપ "કૅાન્નડર વુડસ" માં ખેતી કરતા હતા, અને તેવણ અમોને મા દીકરીને ઘણીજ ગરીબીમાં મુકીને મરી ગયા હતા. તે પછી બી અમોએ મજુરી કરીને અમારૂં પુરૂં કરવાનું ચાલું રાખ્યું, અને તેટલાં મારાં ગરીબ માતાનું પણ અચાનચ મરણ નિપજ્યું. એ રીતે હું ઘણી જવાંન ઉમ્મરે નિરાધાર રવડી પડી, અને મને આએ બોહળી ધરતીપર કોઇનો બી ઓથો કે આધાર રહ્યો નહીં, કેમકે અમારાં કોઇ બી સગાં વાહલાં હતાંજ નહીં, અને કોઇ દુરનાં સગાંઓ હોય તો હું તેઓને જાણુતી કે ઓળખતી હતી નહીં. હવે એવાં મારાં દુખમાં તેથી મારાં પરગજુ પડોશીઓને મારી ઘણી દયા આવી ને તે લોકો મારાં માયબાપ થયાં. તેઓમાં એક હાર્ટલેન્ડની અટકનું કુટુંબ રેહતું હતું, કે જે કુટુંબના વડા દીકરા દેવીડ હાર્ટલેન્ડે મને પોતાના હાથની ઓફર કરી. તેનું ઇનડરવૅલી આગલ એક મોટું ખેતર હતું, અને તેઓ અમારા ખેડુત વર્ગમાં બે પૈસાથી સુખી ગણાતાં હતાં. એટલામાટે એ કારજ આંખ વીંચીને બાહલ રાખવાની મને બધાંએ ઘણી ભલામણ કરી, અને મને આબરૂ દરકારથી મારૂં પુરૂં કરવાનું સાંધણ મલતું જોઇ મેં તે માંગણી તરત બાહલ રાખી. તે ઘણો ભલો હતો. તે મારી પર ઘણો પ્યાર રાખતો હતો, અને મારા જોડે અત્યંત માયાથી વરતતો હતો. હું તેની સાથે મારા ગરીબ સંસારે પુરતી સુખી હતી, અને તેવામાં મારા વાહલા લીઓનો જનમ થવાથી હું વધતી સુખી થઇ." 31,180

"લીઓ તે આએ રમેછ તેજ છોકરો કે ?"

"હાજી; એ મારી આખી દુન્યા છે," તેણીએ ગમખારીથી કહ્યું: "મારા દેવીડને તો ખુદાએ જલદીજ પછીથી તેડી લીધો. તે ઘાસની ગંજીનું એક મોટું ગાડું હાંકી જતો હતો તેવામાં તેને ઉંઘનો ઝોકો આવવાથી તે બિચારો પડી ગયો, અને તેનાં માથાં પરથી તે મોટાં ગાડાંનું ભારી ચાક ફરી ગયલું હોવાથી તે બીચારો બે દાહાડા જીવીને મારગે લાગી ગયો. તેનાં માએબાપ બી એ દરમ્યાનમાં મરી ગયાં હતાં, અને એક નાઘલો ભાઇ પોતાનાં કુટુંબ સાથે છેક સ્કોટલંડ જઇ રહયો હતો, જેથી ગરીબ દેવીડનાં મરણ પછી હું અને મારો લીઓ તદનજ નીરાધાર પાછાં રવડી પડયાં."

"પછી ?"

"પછી ધનડરવૅશીનું અમારૂં ખેતર અમોને વેચી નાખવું પડયું, કેમકે દેવીડનાં મુવા પછી જણાયું કે તેને માથે મોટું કરજ થઇ ગયું હતું, અને તે કરજ આપ્યા પછી અમો માદીકરા છેક ભીખારી હાલે આવી ગયાં. તે પછી પેલી સફેદ ચકરી આગળની એક ચાલી-પરનાં ઝુંપડામાં આજે વરસ દાહાડો થયો હું રહેલી છું, અને મજુરી કરીને તેમજ સીવી સાંધીને ટકવકે મારૂં ને મારા વાહલા લીઓનું પુરૂં કરૂંછ."—અને એમ કેહતાં તે મધુરીની મીઠી ચશ્મો આંસુઓથી ભરપુર ભરાઇ ગઈ.

"ગરીબ છોકરી !" તે ધનવાન ઉમરાવ દયાથી પટપટયો. "ગરીબીનાં એટલાં બધાં સંકટો ઉપાડવાને વાસ્તે તું હજી ખરેખર ઘણી નાધલી કેહવાય."

"મને કંઇ એ સંકટોનું ઝાઝું દુઃખ નથી," તેણીએ આંસુઓ વચ્ચેથી હસીને કહ્યું. "હું મારાં વાહલાં બેબીનાં સુખમાં એટલી બધી સુખી છેઉં કે મને બીજાં કોઇ બી દુઃખનો ચમટો ટુટી શકતો નથી, અથવા ખરી રીતે કહું તો મને તે દુઃખોનો વિચાર કરવાને વખતજ ફાંજલ રેહતો નથી ! ફક્ત તેને માટે જોઇતી કરતી ચીજોનો જરૂરી અસબાબ ખરીદવા કરવા જેટલા પૈસા મારી પાસે નથી ફાજલ થઈ શકતા ત્યારેજ મને ખરેખરૂં દુઃખ તો લાગેછ."

તેઓ એમ વરસોની પીછાંણ અને દોસ્તી હોય તે રવેસે એકમેકને

પોતાના વિશ્વાસ આપ લે કરી સુખથી ને નીરાંતથી તાહેલાં ચલાવતાં બેઠાં હતાં ! દીલમાં બન્ને ચોખ્ખાં હતાં એટલે બેમાંથી એકને પણ તે માટે કશી શંકા કે અજાએણી થઇ શકી નહીં. અગતકરીને નિર્દોશ ગ્નેડીઝને એમાં જરા એ અચકાવા કે અજબ થવા જેવું માલમ પડયું નહીં.

"તમારી બધી વાત ઘણી દુઃખભરેલી છે," જરા વારે તે ઉમરાવે પાછું કહ્યું; "તમે સુખ તો જાંણે જાણ્યુંજ નથી!"

"મારૂં મોટામાંમોટું સુખ મારો લીઓ છે," તેણે મગરૂરીથી તે કીનારે રમતાંખેલતાં બાળકપર નજર દોડાવીને કહ્યું;—અને એ સાંભળતાં પોતાના દાંતો અને હોઠો વચ્ચેથી તે જવાંન કાંઇક પટપટયો, કે જેનો ભાવાર્થ, અલબત, તે સુંદરીને સમજાયો નહીં.

તેને હજી ત્યાંથી ઉઠી જવા ગમતું ન હતું ! તેની બાજુમાં બેસીને એકથી હજાર સવાલો કરવા તેને ગમતા હતા, કે જે, એમ છતાં, હાલનેહાલ આ પેહલીજ મુલાકાતમાં એકદમ પુછવાને તે પુરતી હીંમ્મત જમા કરી શક્યો નહીં. તેને તે ઘણું અમર્યાદશીલ લાગ્યું, અને તેથી હવે તે રજા લેતો ઉઠયો. એમ છતાં ફરીથી તે મધુરીને મળવાનું તેણે તેના પાસે માંગી લીધું. તેણે એક તડાકે જોઇ લીધું કે આ નાજનીનને જો ખરેખર જીતવી હોય અને તેનાં મનપર પોતાની ભલાઇનો છાપ તેણે બેસાડવો હોય તો તે પેલાં બચ્ચાં મારફતે કરવાનું એક બચ્ચાંની રમત જેવું સેહેલ હતું; પણ એ રીતે ઠગાઇથી કામ લેવાનાં અધર્મપણાં માટે તે પોતાનાં મનને સમજાવી શક્યો નહીં. તે પોંહચેલણુટટી હતો, અને તેથી તેને ખબર હતી કે એવાં મોટાં વાહાલથી બચ્ચાંઓપર વીહલી પડનાર માતાઓ તે બચ્ચાંપર જે હેત કરે તેને માટે એકદમ સારૂં માની લીએછે, અને તેથી લીઓને આગળ તેડીને પંપાલવા, પસવારવા, કે પેટમાં ચાંપવાથી તેનું કારજ ઘણું સુધરી શકતે; પણ એમ છતાં તેણે તે રસ્તે ઠગાઇથી કામ લેવા પોતાનાં મનને જાણે ચોખ્ખી ના કહી.

તે આખે રસ્તે આ મોહક સુંદરતાને લગતાજ વિચારો કરતો ઘેર ચાલ્યો. તેની તાજુબી એ હતી કે આવી એક કોમળાંગી દેવીડ હાર્ટલેન્ડ જેવા ગામડીઆ ખેડુતને ચાહીજ કેમ શકી હશે ? દેખીતી રીતે તે કાંઇ છાકટોભાગતો ઉંધનસીનેણસી હોવો જોઇએ, કેમજે

મોહોત એ વાતની મોટી પુરવારી હતી. તે ગાડું હાંકતાંજ ઉંઘનો ઝોકો ખાઇ પડયો હતો—કદાચ બબ્બાના બાહદરનો બી તે એક ઝોંક હોય!—અને ગાડાંનાં ચાક તળે તે એમ કચડાઇને મરી ગયો હતો. તેવા એક લોઠાને માટે આ સુંદરી સરજાવા પામી એ ફાંટાબાજ કુદરતના ચીત્રવિચીત્ર ફાંટાથી જાણે તેની અક્કલ હેરત રહી, અને તેની રગેરગનું લોહી અદેખાઈનાં આવેશમાં તપી આવ્યું.

તે બીજે દિવસે પાછો આવ્યો, અને આ વખતે ઘણીક ફ્રુટ અને ફુલોની ભેટ સોગાદો સાથે તે મધુરીને મનાવતો મળવા આવ્યો. તેણીએ તે ભેટો ઓશકાઇ શરમાઇને કબુલ રાખી. તેના લીઓને એ મોટી ન્યામતથી મોજ મલશે એ સુખી વિચારોએ તેને હરખાવી ને તેથીજ તેણે એ ભેટ કબુલ રાખી. તેણીએ વળી આ વખતે હીમ્મત કરીને અતી ઘણી ઓશકાતાં તે કયાંથી આવતો હતો તે વિષે તેને એક બે સવાલો બી પુછયા, અને ત્યારે તેણે તેને સમજાવ્યું કે "હું છેક દેવનશાયરથી ચાલતો આઉં છ."

"છેક દેવનશાયરથી?" તેણીએ ઘણી અજાએબીથી કહ્યું;—અને એક હાય બેંથી વધાર્યું, "ખરેખર પૈસા વગરનું જીવતરજ રદ છે."

"તે કેમ?"

"તો નહી? જો તમારી પાસે પૈસા હતે તો તમે બીચારા પગ ઘસતા એટલું બધું લાંબું ચાલતે તો નહીં?" તેણીએ નિર્દોષ ભોલાઇમાં જવાબ કર્યો.

તે એ સાંભળી મનથી હસ્યો, પણ તેણે તેને ભેદ ભાંજીને પોતાની મોટી શ્રીમંત હાલત વિશેનો ખરો ખુલાસો તુરત વેળા કશો કહ્યો નહી. તે મુછમાં હસ્યા કીધો. દોલતના દરંગોએ કરેલા બીગાડનાં પરીણામમાંજ ક્રિસમસ ડેને દિવસે તેને પાંઉપ્યાદો એમ કસરત શોધતો નિકળવું પડયું હતું એ ખુલાસો તે કેમ કહે?

તે ચુપ રહ્યો. તે અબળા તેને તેના પૈસાને વાસ્તે નહીં પણ તેનાં પોતાવત માટેજ ચાહતાં શીખે એવું તે ચાહતો હતો. તે મુફલેસ અને મોહતાજ હતી માટે તેના પૈસાને ખાતર તે પીગળે તે જોવાને તે રાજી થઇ શકતો ન હતો, ને તેને એ વિચાર આવી જવાથી તેની તે

અજમાયસ લેવા ચાહતો હતો. તેણે પોતાને તેથી એક સાદા "મી૦ ફીલીપ" તરીકેજ ઓળખાવ્યો.

એ પ્રમાણે તે એ પછી રોજ ત્યાં તે તરફ આવતો જતો થયો, ને એ મીલાકાતો દરમ્યાનનાં તેનાં મોટાં સુખમાં તે જે જોઇને સદા જલતો રહયો હતો તે એ માતાનો તેના વ્હાલા બાળક બેટા લીઓ માટેનો પ્રૌઢ પ્યાર હતો. તે એ પ્યાર જોઇ કે ખમી શકતો ન હતો। તે નહીં જોઇ શકવાનું અદેખાપણું અમોએ ઉપર કહયું તેમ તેની નસોમાં વંશ પરમપરા ઓઢે ઉતરેલું ને પ્રવેશ પામેલું હતું. તેની આગલના સઘળા લોર્ડ લીસ્ટરો એજ મુજબ અદેખા અને તુમાખી થઇ ગયા હતા.

---

## પ્રકરણ ૩ જું.

એક રાત્રે ખુશનુમા ચંદરણીની મોજ ભોગવતો પેલી "સફેદ ચકી" તરફ તે આવ્યો ત્યારે ગ્લેડીઝ તેને કોઇ લાંબે તપ્પેથી પાછી ફરેલી મળી. લીઓ એ વેળાએ તેની સાથે ન હતો, અને આટલા લાંબા વખતની મીલાકાતોમાં આજેજ તે તેને એ રવેસે એકલી મળી.

"તું કાંહાં જઇ આવી ?" તેણે અજાએખીમાં પુછ્યું.

"મેં ઘણી મેહનતે થોડીક લેસ તૈયાર કીધી હતી," તેણીએ ખુશાલ ચ્હેરે જવાબ કર્યો, "અને ખોદાની મેહરબાનીથી તે બધી હું આજે વેચી શકીછ. હું પાધરી તે વેચીનેજ પાછી ફરૂંછ,"—અને તેણીએ ઘણા હર્ષથી ખોબો ભરીને પૈસા જે તે કમાઇ લાવી હતી તે તેને બતલાવ્યા અને વધારયું, "મારા વાહલા લીઓને વાસ્તે હું થોડાંક કેક બી ખરીદી લેતી આવીછ. તેને બીચારાને આજ સુધી કેક તો હું ખવાડી શકીજ નથી।"

તેણે તે મીઠી અબળાના નાજુક હાથો પોતાના હાથમાં લીધા.

"ગ્લેડીઝ," તેણે કહ્યું, "મારી સાથે નાલાંની બાજુની હંમેશની આપણી પેલી માનીતી જગા પર આવશે ? મારે આજે કાંઇક તુંને પુછવું છે."

તે ગભરાઇ ગઇ. ભવિશ સમજી જવા જેવાં જ્ઞાનથી દુઃખ અને સુખની ભેગી લાગણીઓ સમેત તેનું બદન કાંપવા લાગ્યું.

તેઓ ચુપચુપ તે નાલાંની બાજુમાં ચાલ્યાં.

"તું મને ખરૂં કેહે; તું શું તારા ડેવીડ હાર્ટલેન્ડને ચાહતી હતી ?"

"ચાહતી હતી?" એ અજબજેવા સવાલમાં તેણીએ અજાએબ થતાં પુછ્યું; "તે મારીપર ઘણો પ્યાર રાખતો હતો, અને તાબેદાર મોહરદાર તરીકેની ફરજમાં હું પછાત નહીંજ હતી."

"તે હું નથી પુછતો; પણ પ્યાર ?"

"તે વિશે તો કોઇ દાહડે મેં વિચારજ નથી કીધો," તેણીએ કાંઇક અચકાતાં કહ્યું. "તમે શું પુછવા માંગોછ તે હું બરાબર સમજી શકતી નથી, મી૦ ફીલીપ. તે ગુજરી ગયો ત્યારે હું ખરાં દીલથી દુઃખી થઇ હતી."

"હું શું જાણવા માગુંછ તે તું હજી બરાબર સમજતી નથી," તેણે કહ્યું. "હું તુંને સમજાઉં: તે તારી પાસે નહીં હોય ત્યારે તે પાસે આવે ત્યાં સુધી તું મિનિટો વટીક ગણે, તેના અવાજથી તારૂં દીલ ખુશીના પડઘા મારે, દિવસે કે રાતે તુંને તેનો ને તેનોજ ખ્યાલ રહે, તે તારી જીંદગીની જોત અને જીવનું અમૃત થઇ પડે એ બધી લાગણીઓ તેને માટે કોઇ દાહડે તુંને થઇ હતી ?"

"નહીં બા, એટલું બધું તો કાંઇ હું જાણતી નથી," તેણીએ વિચારવંત જવાબ આપ્યો.

"ત્યારે તું તેને ચાહતીતી નહીં."

"હું ચાહતીતી તો ખરી."

"પણ હું કેહુંચ તે કીસમના પ્યારથી તો નહીંજ ?" તેણે આંકે કરાવ્યું; "તે કીસમનો પ્યાર જીંદગીમાં એકને અને એકજ વખત આપી શકાયછ. તે તારો પ્યાર હજી સુધી ફાજલ હોવોજ જોઇએ, અને તે તું મને આપશે ?"

"તમોને ?" તેણીએ ચમકીને કહ્યું.

તે બીહી ગઇ! એજ કીસમની વાતચીતની વકીથીજ તે અત્રે આવી હતી તે છતાં આએ જાહેર એકરાર સાંભળતાં જાંણે તેની છાતી ખુશી અને ગમીની મીશ્રીત લાગણીઓથી ધ્રુજી ગાની !

"ઓ ગ્લેડીઝ, વાહલી ગ્લેડીઝ," તેણે કહ્યું, "હું તુંને ખરાં

દીલથી ને ઘણીજ પ્રમાણીક મતલબથી ચાહતાં શીખ્યોછ. આએ દુન્યામાં તારી ફીસમે કોઇ મારૂં દીલ જીતી શકયું નથી,"—અને ઓશક અને હયાથી તે અગળાએ ભાગા તુટા સ્વરે તેનો જે જવાબ કર્યો તે સાંભળવામાં પણુ જાણે પુરો પાધરો આવી શકયો નહીં।

એ રીતે બીજું એક અઠવાડયું ગબડી ગયું, અને ગ્લેડીઝ પોતાના કબુલ રાખેલા ભવિશના ભરથારને આસ્તે આસ્તે ચાહવા લાગી, —એક ભરથાર કે જે તેને માટેના પોતાના મોટા પ્યારને ખાતર પોતાનાં પૈસા, પદવી, અને ખાન્દાન વટીક જાણે ભુલી જતો હતો। તે અસલમાં વધતોઓછો છકેલ, બેહકેલ અને બુરો હતો, પણુ એક સાચ્ચા પ્યારની શુદ્ધતાએ તેને હવે એક નવોજ માણુસ કરી આપ્યો હતો.

એવું પ્યારનું પ્રબળ છે, ને એવા પાક પ્યારની અશોઇને હસનારા હેમકો ખુદ ખુદાની ખુદાઇનો અનાદર કરવાનો અપરાધ કરેછે. અરસપરસની એક સાચ્ચી ફીદાગીરી આ ધરતી પરનું બેહસ્ત છે, અને તેની બુલંદીની અસરો જાણ્યા કે સમજયા વગર તેને વગોવનારા નિંદકો એ બેહસ્તમાં દાખલ નહીં થઇ શકનારા દોજખીઓ છે.

"તું એક રાણી થવાને સરજાવી જોઇતીતી," તે તેણીની બોલવા ચાલવાની અદા, સ્વભાવિક ચંચળાઇ, અને એક મોટાં ઘેરને શોભાવે એવી સમજદારીઓની અવારનવાર વખાંણુ કરતાં બોલતો. તે તેને એક મોટા અદેખા પ્યારથી વીહલો પડીને ચાહતો હતો.

"એક અબળાને બે વખત પરણવું પડે એ કેવું મોટું કમનસીબ છે," તેણીએ એક વખત રડી દઇને કહ્યું.

"તું પરણેલી છે એ વાત હું તો જાણે માનતોજ નથી," તેણે જોસ્સાથી કહ્યું. "પ્યાર વગરનું પરણવું પરણેલું કેહવાયજ નહીં. કેહ મને, ગ્લેડીઝ, તું શું મને ખરા પ્યારથી ચાહતી નથી?"

"હું તમોને જે ફીસમે ચાહતાં શીખીછ તે ફીસમે હું મારા આગળા મરનારને ચાહતી હતી નહીં," તેણીએ ઓશકથી તેની છાતીમાં પોતાનું માથું છુપાવી કહ્યું. "હું કબુલ કરવાને અચકાતી નથી કે તમે મારૂં ચીત ચોરી લીધું છે. હાલના જેવી લાગણીઓ આગલ કદી મને થઇજ નથી."—અને એક મીઠી બચીથી ઉમરાવે ફીલીપે એ પવિત્ર એકરાર પર પોતાની ખુશાલીભરી મોહોર કરી.

"તમે ધારોછ કે બે વાર પરણવું એ ગુનાહ નથી ?" તેણીએ શંકાશીલ પાછું પુછ્યું.

તેનો ચેહરો ઇર્ષાથી લાલ થઇ ગયો. તેણે ચાહયું કે તે નજીસ ગઇગુજરી તેને એમ સંતાપતી નહીં હોતે ! તે ગઇગુજરીઓની યાદ તેનાં જીગરમાંથી જડમુળથી ઉખેડી કાઢવા તે ઘણોજ ખંતી જણાયો, પણ બની તે ન બની કેમ થાય ? તે આગલાં નેહસ્ત લગનની યાદ આપનારી એક જીવતી સાહદત તેનો બાળક બેટો લીઓ હાલ બી જીવતો હતો !

"મેં તુંને કહ્યુંની કે એ આગલાં લગન યાદ કરવાજોગ લગન હેજ નહીં ?" તેણે કાંઇક કરાજીથી કહ્યું;—અને પછી એ નાપસંદ વાત ફેરવવા તેણે તરત બીજી વાતો કાઢી.

એ રીતે બીજો અરધોએક કલાક બીજી કેટલીક વાતચીતો થવા પછી ગ્લેડીઝે કાંઇક આતુરતાથી પુછ્યું, "પણ ફીલીપ, ગુસ્સો ના કરતા; —તમો ધારોછ વારૂ કે તમો અમારાં ગુજરાણનો બોજ ઉપાડી લઇ શકશો ? એટલી તમારી ગુંજાસ છે ?"

તે તેની ભોલાઇ પર મોટે સાદે ખુશ મિજાજથી હસ્યો. આ છોકરી તેના પૈસા કે પદવીને માટે નહીં પણ તેને તેનાં પોતાવત માટેજ ચાહીને પરણવા કબુલ થઇ હતી તે ખ્યાલજ તેને ચતી ઘણો સુખકારક થઇ પડયો.

"હું ધારૂંછ હું તારૂં પુરૂં કરી શકશ, પ્યારી," તેણે સાદાઇથી કહ્યું.

ગરીબ ગ્લેડીઝ ! તેને તેણી કોઇ પોતાના વર્ગનોજ એક માનતી હતી ! તે ગામરેની ગોરી એટલી બધી ભોલીભાલી ને સીધીસાદી હતી કે તેના પહેરવેશ કે પોષાકપરથી બી તેની મોટાઇનો તેને કાંઇ ખ્યાલ થયો નહીં.

"તમે કાંઇ ફકર ના કરતા," તેણીએ તેને સધ્યારો ને હીંમત આપીને કહ્યું; "મારાં પોતાનાં હારકાં બી કસાયલાં ને મહેનતુ છે. હું તમોને ઘણી મદદ કરશ. હાલ બી તો હું પોતેજ મારૂં ટકેવકે પુરૂં કરી શકુંછ કેની ?"

ટુંકમાં, તેઓ વચ્ચેનો પ્રેમ એ રવેસે દીન ઉગે ઘણું બળવાન પ્રમાણમાં વધતો આવ્યો. ફીલીપે હજી સુધી તેની આગળ પોતાની મોટી પદવીનો કશો એ ખુલાસો કર્યો ન હતો. તે આએ કીસમના તે ભોલી ભારજાના

નિખાલેશ પ્યારમાં પુરતો સુખી હતો. તેણીએ દેખીતી રીતે આગલ કદી દેવીડ હાર્ટલેન્ડને એ હાલના પ્યારને સામે હીસ્સે ભી ચાલ્યો નહીં હતો. તે તેના તરફ સાચ્ચી અને વફાદાર હતી—આભારી અને હેતવંતી હતી, પણ આએ ફ્રીસમનો પ્યાર તે મુફલીસ મરનારને માટે આગળ કદી તેણે અનુભવ્યો ન હતો.

ફીલીપનો ગ્રહસ્થપણાંમાં દીપતો મરદાનગીભર્યો દેખાવ, તેના સુઘડ અને સુધરેલા હાવભાવો, તેની વાત કરવાની અદા, સાલેસાઇ અને ચતુરાઇ, તેનો મોહક મુખડો, મીઠો શરોદ અને પ્રેમભર્યું વર્તન એ સઘળું તે હદ વનાનાં વાહલથી હવે વખાણતાં ને ચાહતાં શીખી હતી. તે મોટા વીશ્વાસ અને અણહદ હેતથી તેને પોતાનો જાંણતી હતી, અને તેઓના તે દીલોજાંન પ્યારના એકલાં ગુવાહ તે વાદલાંમાં રાત્રે ચુપકીથી ચકચક કરતા પેલા સેતારાઓ, રાતની રાણી માહતાબ, અને ખળખળ ગાયન કરતું વેહતું તે નાલાંમાંનું નિર્મળ નીર વિગેરે હતાં!

તે ઉતાવળો થયો નહીં. તેણે ગ્લેડીઝનાં જીગરમાં એ મોટા પ્યારનું પ્રબળ પુરતાં પ્રમાણમાં પ્રગટવા દીધું. તેના પ્યારમાં દગો નહીં હતો, અને એમ છતાં તેને એક પોતાની મતલબ કાઢી લેવી હતી, માટે તે તેનો પ્યાર તેણીના પોતાના પ્યાર જેવો તમામ નિષ્કલંક કે બીન-સ્વાર્થી હતો નહી; અને તે પોતાની મતલબને જવાબ કરતો તેણીની પાસે જવાબ મેલવવા એક દાહડે તેણે તે મધુરીને સવાલ કર્યો, "ગ્લેડીઝ, તું મને ખોહવા રાજી થાય કે મને ખોહી બેસવા કરતાં મરવા રાજી થાય?"

"મરવા!" તેણીએ વગર આનાકાંનીનો તાબરતોબ જવાબ આપ્યો. "હવે હું ધારીજ નથી શકતી કે હું તમારા વગર જીવી શકું!"

"ત્યારે હવે આપણે કાલે કાંઇક વધારે અગતની વાત કરવા અત્રે પાછાં એકાંતમાં એકઠાં મળશું," તેના એ જવાબથી રાજી થઇ તે દિવસે છુટાં પડતાં તે જવાંન ઉમરાવે કહ્યું; "કાલે તું આએજ વખતે અહીં પાછી એકલીજ આવજે."

"લીઓ સાથે હોય તો કાંઇ અડચણ છે?"

"હા, તે નહીં ચાલશે, વાહલી," તેણે કહ્યું. "મારે ઘણી અગતની ને લંબાણ વાત કરવાની છે, ને આપણે એકલાં હોઇશું તો

તે વધારે સુખથી કરી શકશું."—અને એમ તેઓ બીજે દિવસે ઠરાવ પ્રમાણે તેજ એકાંતમાં પાછાં એકલાં મલ્યાં.

ગ્લેડીઝ અજબ થતી આવી. તેને એવી જરૂરનું એટલે લંબાણથી તે એકાંતમાં શું કહેવું હશે તે માટે તે છોકરીને ઘણીક ચટપટ તે ફરીથીની મીલાકાત થતાં સુધી થતી રહી હતી.

"ગ્લેડીઝ," તેણે કહ્યું, "હું હવે આજે તુંને જે કેહુંછ તે આપરાં બેઉનાં ભલાંનું છે. તુંને મારામાં પુરતો વીશ્વાસ છે ? તારા બેઉ પ્યારા હાથો મારા હાથમાં આપીને મને કહે કે તુંને મારાપર પુરતો વીશ્વાસ છે ?"

તેણીએ પોતાના બન્ને નાજુક હાથો ઘણી ખુશીથી તેના ભરેલા હાથમાં આપ્યા, અને ઉલટથી કહ્યું, "વાહલા ફીલીપ, મને તમારામાં પુરતો ને બધો વીશ્વાસ છે."

"તું જાણેછ હું કોણ છેઉં ?"

"તમે મારા ભવિષના ભરથાર છો."

"હા, પણ તું મને જે જાંણેછ તે અને તેવોજ હું નથી. હું તારો સાદો ફીલીપ ખરેખર તો લોર્ડ ફીલીપ—લીસ્ટરનો અર્લ—છું, ને તું વહાલી કાઉન્ટેસ લીસ્ટર થવાની છે !"

તે અજાએબી ને હેબતની એક ચીસ સાથે એ અજાએબજેવો એકરાર સાંભળતાં તેની ગોદમાંથી હઠી ગઇ. તે ખુબસુરત ચેહરો ફીકકો પડયો, અને તે પ્યારા હોઠો ધ્રુજવા લાગયા !

"ઓ, એ શું ખરી વાત છે ?" તેણીએ હબતી જતાં પુછયું.

"ખરી છે, પણ તેથી ખરાબી કશીજ નથી," તે ઉમરાવે કહયું. "એટલા ખાતર આપરાં લગનમાં વચન આવવા જેવું એક બી કારણ નથી. હું સ્વતંત્ર ને મારી મરજીનો એકલો આપખુદ માલેક છેઉં. જો તું કાઉન્ટેસ થવા નહીં કબુલ થાય તો હું મારૂં સર્વસ્વ તજીને તારી સાથે આએ "કૉલડર વુડસ"નાં ખેતરોનાં એક સાદાંમાંસાદાં ઝુપડાંમાં રેહવા બી તૈયાર છું !"

"ઓ નહીં, નહીં !" તેણીએ આજીજીથી ચીસ પાડીને કહયું.

"હવે ત્યારે કેહ મને, જરૂર પડે તો તું વાહલી એટલાજ ભોગો મારે વાસ્તે આપવા તૈયાર છે?" હવે તેણે પોતાની મકસદને લગતો સવાલ કર્યો.

"મોટી ખુશીથી," તેણીએ હીમ્મતવાન જવાબ કર્યો. "મારી જીંદગી વટીક મારી નહીં પણ તમારી છે."

તેણે તેના આ હીમ્મતવાન જવાબ માટેની પોતાની મોટી ફીદાગીરી એક મીઠા બોસાથી પ્રદર્શીત કરી.

"હવે હું એક ઉમરાવ છેઉં તેથી તું મને ઓછી ચાહતી તો નથીની?"

"તમે ઉમરાવ હોવો કે ફકીર, પણ હું તો મારો જાન તમોને અર્પણ કરી ચુકીછ, અને હું હવે સદા સુધી તમારીજ છેઉં."

"મારી એકલાની?"

"હા."

"મારી એકલાની?"

"હા વાહલા ફીલીપ," તેણીએ પાછું વધારે જોસથી અને તેને ખાત્રી આવી જાય તેમ કહયું.

"વાહલી ગ્લેડીઝ," તેણે કહયું. "હવે ત્યારે સાંભળ: હું એટલાં જોશથી તારી પાસે હા બોલાઉંછ, સબબ હું મારા પ્યારમાં એક બી હરીફ શાંખી શકું એમ નથી—પછી તે હરીફ ગમે તે હોય. મારૂં આખું ખાન્દાન અસલવારેથી એ અદેખાઇ માટે પ્રખ્યાત છે. એટલા માટે તારી બધી આગળી ગઇગુજરીનો એ મારા મોટા પ્યારને ખાતર તારે દરેક ભોગ આપવો પડશે. તારા મરનાર ભરથારને તારે હંમેશને માટે ભુલવો જોઇશે, અને તારાં બચ્ચાંને પણ તેજ રીતે સદાનું ઓવારનીવાર કરવું પડશે!"

"ઓ ફીલીપ! એ તમો શું કેહોછ?" તેણીએ એકદમ ચમકી ઉઠી કહયું.

"હા વાહલી," તે તુમાખી ઉમરાવે કહ્યું. "એ બચ્ચું આપણી સાથે હશે તો મારૂં દીલ જખમાવ્યા કરનારી એ તારા આગલા ખેડુત ભરથારની યાદ મારાથી કદી વીસરાવાની નથી, અને આપણે ત્યારે સુખથી કદી રહી શકવાનાં નથી. તે બચ્ચું તારે વાસ્તેના પ્યારમાં મારો હરીફ થાય તે વટીક હું ખમી શકું એમ નથી!"

"ઓ ફીલીપ," તેણીએ પાછું કહ્યું, "તમે શું કેહવા માંગોછ? તમે શું ખરેખર એ બચ્ચાંને મારી પાસ ઓવારનીવાર કરાવા માંગોછ?"

"હા, ને મેં તે વાસ્તેનાં મારાં જોરાવર કારણો તને કહયાં," તે ઉમરાવે શાંતપણે કહ્યું.

"ઓ નહીં, નહીં, એમ ના બોલો!" તેણીએ માંગી લીધું. "હું એક ઘડી બી તેનાથી છુટી થઇ શકવાની નથી. એક બચ્ચાંની અદેખાઇ? ને તે બી વળી મારૂં પોતાનુંજ બચ્ચું? ઓ ફીલીપ, તમે મારી મજાક કરોછ!"

"હું મજાક નથી કરતો, વાહલી," તેણે ગંભીર થરસાથી કહ્યું; "એ મજાક મશ્કરીને બરની વાત છેજ નહીં. તું શું તે બચ્ચાંને મારાં કરતાં વધારે ચાહેચ? મારે ખાતર બી તું શું તેને ઓવારનીવાર કરવા નક્કીંજ કબુલ થઇ શકશે?"

તે ધ્રુજતી છાતીએ તેની ગોદમાંથી પાછળ હઠી!

"મને તો તારો આખો પ્યાર જોઇએ," તેણે ચાલુ રાખ્યું. "આખો નહીં મલે તો તેના એક ભાગની મને કશીજ પરવાહ નથી. એ મારા મોટા પ્યારમાં એક બી હરીફ હું તામોસ કરી શકું એમ નથી. તું તે બચ્ચાંપર પ્યાર કરેછ કે તેને બકીઓ લેછ તે વટીક હું જોઇ કે તામોસ કરી શકતો નથી. તેને કબુલ કરતી હોય તો મને નાકબુલ કર. તેનેજ કબુલ કરવા ચાહતી હોય તો મને ત્હારે નાકબુલ કરવોજ પડશે!"

"ઓ મારો લીઓ! મારો વાહલો નાચાર બેચાર દીકરો!" ગ્લેડીઝ રડમસ હાલે રડીને પટપટી.

"હવે મને એકાદ પળ ધીરજથી સાંભળ!" તેણે જરા વાર થોભીને કહ્યું. "એ બચ્ચાંને તું મને ચાહતીજ હોય તો સદાનું તરક કર; કબુલ છે?"

"ઓ નહીં, નહીં, હું એ વાતને કદી બી કબુલ થવાની નથી," તેણીએ આજીજીના હાથ જોડીને કહ્યુ. "હું મારાં બચ્ચાંની માએ છેઉં કે દુશ્મેન? હું આગલ રહીને તેનું ભલું વાંચું કે બુરૂં?"

"ભલું," તે ઉમરાવે ભાર નાખીને કહ્યું. "જો તું મારી સલ્લાહ પ્રમાણે વરતીને સમજદારીથી કામ લેશે તો તરત જોશે કે તું તે બચ્ચાંનું ભલુંજ વાંચે છે. હું નથી કહેતો કે તું એ બચ્ચાંને ફેંકી

દે યા મારી નાંખ; તે હાલ છે તે કરતાં મારા પૈસાનાં જોરે હું તેને હજાર ઘણાં વધતાં સુખમાં રખાવી શકશ. હું તેને ઘણાજ માયાલુ હાથોને સપુર્દ કરશ. હું તેની કેળવણી વાસ્તે મોટી પૈસાની રકમ ખાસ હલાએદી કાઢશ. હું તેને કોઇ ઉંચી પંકતીના હોનરમાં નાંખવાની કાળજી કરશઃ હવે તુંજ વિચાર કર, વ્હાલી, કે તું જો મને નાકબુલ કરશે અને એ બચ્ચાંનેજ ટોટે બાંધી રાખશે તો પરીણામ શું થવાનું છે? તે જીવશે તો બીચારો સદા ગરીબીમાંજ અવત્યાં મારયા કરતો એક મજુર ઉઘરશે! હવે ત્યારે તેને વધારે સારે રસ્તે મેલવાજોગી મારી આએ ઑફર કબુલ કરવાથી, તું વીચાર કરીને કેહ કે, તું તેનું ભલું કરશે કે બુરૂં ?"

"ઓ નહીં, નહીં, ફીલીપ!" તેણીએ મોટું કલ્પાંત કરીને કહ્યું; "એ ફરજ મને ના પાડો! મારા પ્યાર કે સુખ બદલ હું મારાં એ ગરીબ બચ્ચાંને વેચવા ચાહતી નથી. હુ મારા લીઓના પ્યાર વગર જીવીજ શકવાની નથી ?"

"ગ્લેડીઝ, હજી બી વિચાર કર ? હું તુંને મારા પૈસા ટકાથી લલચાવવાનું નીચપણું કરવા ચાહતો નથી પણ મારા બેસુમાર પૈસાટકાની મારા ગાડી ઘોડા, વાડીવજીફા, માલમીલકત, નોકરનફર દરદાગીના વિગેરે સર્વની તુંજ એકલી માલેક થશે! હુ તુંને બાદશાહી સુખમાં રાખશ."

"પણ મારા લીઓ વગર મારે મન તે બધું રદ છે," તેણીએ પોતાનાં દુસકાંઓ વચ્ચેથી કહ્યું.

"એ તારાં બચ્ચાં સાથે તારાં આગલાં હલકાં લગનની હીણ-પસ્તીની સઘળી યાદ વચ્ચે હુ તુંને મારા મેહલમાં લઇ જઇ શકવાનો નથી તેનો તું વાહલી વિચાર કરતી નથી ?" તેણે હજી તેને સમજાવાનું ચાલુ રાખ્યું. "મારા મોટા મેહલની તું સાહેબી કરનારી શેઠાણી થશે, અને તારે માથે એક કાઉન્ટેસનું તાજ બીરાજમાન થશે. તું શું એ બધું એ બચ્ચાંને ખાતર મુકી દેવા માંગેછ? તારાં મોંઢાંમાંથી પડતો બોલ ઉંચકી લેવામાં આવશે, અને તારી દરેક ખાહેસનો તું ખ્યાલ કરી શકે તે આગમચ તે તારી ખાહેસ તું બર લાવી શકશે!"

"પણ લીઓ ?"

"છોકરી તારી નજરથી દુર થશે ખરી, પણ સુખમાંજ રહેશે. તેને પ્યારથી ને કાલજીથીજ રાખવામાં ને ઉછેરવામાં આવશે. મારૂં માન, ને તું અછાત મારીને એ મોઢાં આગળ આવેલું તારૂં સુખ દુર કરી નાંખી તારી પોતાની ને તારા દીકરાની સદાની દુશ્મન ના થા!"

"મને માફ કરો, ફીલીપ," તેણીએ બન્ને હાથ જોડી કહ્યું; "હું તમારી એ વાતને કદી એકમત થઇ શકવાની નથી."

"ત્યારે તારૂં બચ્ચું ગરીબીનાં સંકટમાં કંગાલીઅત ને અભણપણાં વચ્ચે ઉછરે તે જોવાજ તું ખુશી છે? એમાં તે બીચારાં બચ્ચાંનું તું ભલું શું કરી શકેછ?"—અને તેણીને હજી "ના," નુંજ ડોકું ધુણાવતી જોઇ ધીરજ ખોહી દેતાં તેણે કહ્યું," હું તને હજી વિચાર કરવાનો અને મને વિચાર કરીને પછીજ જવાબ આપવાનો એક દિવસ આપુંછ; કાલે હું તારા સેવટના જવાબને વાસ્તે આવશ. એક નહી પણ આપણું ત્રણે ત્રણ જણનાં સુખનો બધો આધાર તારા એક જવાબ પર રહેશે તે, વ્હાલી ગ્રેડીઝ, તું યાદ રાખજે!"

"હું કદી એ વાતને એકમત થવાની નથી," તેણીએ પાછું કહ્યું. "ઓ, તમે આવા ભલા, આવા ઉદાર, આવા દયાલુ છેઓ, અને તે છતાં એક માયને તેનાં વ્હાલાં બચ્ચાંથી જીવતાંજીવત જુદી કરવા કેમ પસંદ કરી શકોછ? હજી તો એ બીચારો બોલતો બી થયો નથી! હજી તો પગ ઠેડવીને ચાલી જાંણતો નથી, હજી તો મારાં ગલાંમાં હાથ નાંખીને સુયા વગર એ બીચારૂં બચ્ચું ઉંઘાતું નથી! હું એક કલાક એને સુકીને ખસુંછ તો રડીને એ અરધો થઇ જાએછ! ઓ, હું તેને કેમ તજી દઉં? તે મારા વગર ઝુરપંજર મરીને જરૂર એક બે મહીનામાંજ પુરો થઇ જશે!"

"મરવાનું તું ધારેછ એટલું સહેલ કે સોંઘું નથી," તે કરડા ઉમરાવે તુચ્છકારથી હસીને કહ્યું; "મગર હવે ખેર, એની એ તકરારમાં માલ નથી; કાલ સુધીમાં તુંને ગમે તે વચિાર કરી રાખજે."— અને તે જવા ફરતો હતો.

તેને ગ્રેડીઝે કાલાવાલાથી રોકયો. "તમે તેને ગમે તો ચાહતા ના!" તેણીએ કાકલુદીથી માંગી લીધું; "તમોને એ બચ્ચું નહીં ગમતું તો તમે તેની ગમ ગમે તો જોતા બી ના. હું તેને તમે

કહેશો તો તમારા રસ્તામાંથી હંમેશ ઘણી સંભાળથી દુર રાખશ, પણ જો, કોઇ બી રીતે એ મારાં વાહલાં બચ્ચાંને મારી સાથે આવવા દેઓ ?"

"તે કદી નહીં બને, ગ્લેડીઝ," તેણે એકનાએક દૃઢ ઠરાવથી કહ્યું. "તું મારી મોહોરદાર થાય ત્યારે તારી આગલી હલકી જીંદગીની દરેક શાહદત તદન નાબુદ થઇ ગેઇ હોય તેમ ભુસી વાલવી જોઇએ, ને તેથી તું મારી દરખાસ્ત મંજુર નહીંજ કરી શકે તો ગમે એટલું મારૂં જીગર ચીરાઈ જશે તોએ આપણુને સદા સુધી છુટાં થવા અને એકમેકને ભુલી જવા વના બીજો ઉપાયજ રેહવાનો નથી."—અને, એમ કેહતાં, તે રડતી બાળાને દુઃખમાં માથાં સવાઇ ગીરફતાર છોડી તે આ હલકી કીસમમાં નામદારી જાણનારો મોટો ઉમરાવ દીલ કઠણ કરી ત્યાંથી ચાલતો થયો.

'ઓ, જો એ મારા લીઓને નહીંજ ચાહવાનો હતો અને મારા લીઓને સાથે નહીંજ લઇ જવાનો હતો તો એણે મને ચાહીજ શું કરવા હોશે ? એણે મને પોતાને ચાહવા શીખવ્યુંજ શું કરવા હોશે ?' તે પોતાનાં આંસુઓ વચ્ચેથી મોટી ફરીઆદની ઢપે મનસે પટપટી; અને પછી દુઃખથી ફાટફાટ થતાં જીગરે તે "સફેદ ચકી" આગળનાં પોતાનાં ઝુપડાંમાં વિચારવંત પાછી ફરી.

---

## પ્રકરણ ૪ થું.

તે આખો દહાડો ગ્લેડીઝના જીવને જરા એ સુખકરાર હતાં નહીં. આ નવાઇ જેવાં સંકડામણમાં તેણીએ કઇ રીતે વરતવું અને કીએ રસ્તે કામ લેવું તે તેને મુતલગ સમજી શકાયું નહીં. લીઓને તે કેવી કીસમે ચાહતી હતી તે આ વારતાની શરૂઆતમાંજ આપણે સારી રીતે જોઇ લીધું છે, અને વળી, બીજા હાથ પર, તે કેટલી બળવાન ફીદાગીરીથી લોર્ડ ફીલીપને પોતાને ચાહતાં શીખી હતી તે પણ આપણે જાણીએ છીએ. એ રીતે એક અથવા બીજી આગમાં બળીને તેણીને ભસ્મ થવાનું હતું ! તે અત્યાર સુધી એક મીઠી માતા હતી તે શું હવે જુઠી થાય, અને એક માતાના પ્યારનાં મહત્વને શરમભરેલી હદ સુધી દગાબાજ સિદ્ધ થાય ? કેમ બને ?

તેણે લીઓને પોતાની ગોદમાં લીધો, અને ઉપરાસાપરી ચુમીઓ અને પોતાનાં આંસુઓથી તે બાળકને ધોઇ કાઢયો. વળી તેનું દીલ ફીલીપના પ્યાર માટે પણ ખેંચાતું ને જલતુંજ રહ્યું. તેના વગર બી તે હવે જીવી શકે એ તેને કેવળ અશકય દેખાયું. તે બેચેન, ફીક્કી અને કાહેલી બની ગઇ. શું કરવું તે કાંઇ સુઝે નહીં. કોઇ એક બી આસામી એટલી હદ સુધી ઘાટકી થઇ શકે ને એક વાહલાં માદીકરાનો એમ જોરજુલમથી સદાનો વિયોગ કરાવે એ બેહુદી વાત જાણે તેની અક્કલમાં બેસતી આવતી ન હતી.

તેણીને, એમ છતાં, હવે અચબુચ એક ઝટકે ખ્યાલ થયો કે એમ કરીને ફીલીપ તેને અજમાવતો કાંય નહીં હોય ? તેના પોતાને માટેનો તેણીનો પ્યાર સાચ્ચો અને બળવાન છે કે નહીં તેની ઠાલી અજમાયસ લેવાનો આ એક ફરેબ કાંય નહીં હોય ? તેમજ હોવું જોઇએ. તેણીએ વિચારયું કે તે કેટલી મુર્ખ કે અત્યાર સુધી એ ખરી વાતનો તેને ભાસ કે અભ્યાસજ થયો નહીં ! તેના જેવો એક ડાહયોપાકેકો જવાંન એક ફુલબચ્ચાંની અદેખાઇ કરે ! કેમ બને ?

તેનો ચેહરો એ સુખભર્યાં અનુમાનોથી પાછો તાજગીમાં ખીલી નિકલ્યો. તે જેમ વધારે વિચાર કરતી ચાલી તેમ તેની જ્યાદા ખાતરી થતી રહી કે તેના પ્યારની બુલંદીને કસોટીપર કસી જોવાનો આએ ફીલીપનો એક ફરેબ માત્ર હતો. તે હા કેહે તો તેના પ્રાણથી અધીક લીઓથી કદાપી તેને આઠ પંદર દહાડા છુટું થવું પડે ખરૂં, પણ એ પોતાની પરીક્ષામાં ફત્તેહમંદ ઉતરે ને ફીલીપ માટે તેણીનો પ્યાર સર્વોપરી છે એમ તેણી તેની ખાતરી થવા દે તો તે બચ્ચું તેને વેહલુંજ પાછું આવી ભેટવાનું છે એમ તેણીની સંપુર્ણ ખાત્રી સાથે ખાત્રી થતી ચાલી. જો તે એમજ ખાત્રીપુર્વક હતે કે લીઓને તે ફરીથી કદી મલવાની કે જોવાનીજ નથી તો તે એ જુલમભર્યા ઠરાવને એકમત થવાની દગલબાજીને કદી તાબે થતે નહીં—તે મીઠી થઇને જુઠ્ઠી થતે નહી—ત્યારે તો તે ફીલીપના પ્યારને ગમે એ કીસમે છેલ્લી સલામ કરતે, ફીલીપ વગર ઝુરીઝુરીને મરી બી જતે, પણ એ નિરાશ્રીત નાયલ્યાં બાળને તે પોતાથી એક પળ પણ વિખુટું થવા દેતે નહીં ; પણ જ્યાં હવે તેણીની એમજ ખાત્રી થતી હતી કે આ

બધો ફીલીપનો તેને અજમાવી જોવાનો એક ફરેબ માત્ર હતો તો પછી તેની મરજીને નમવામાં, તેણીને લાગ્યું કે, કશો એ વાંધો ન હતો.

લીઓ હતોજ એવો ખુશાલ તબીઅતનો, ખુબસુરત, હસમુખો ગળગોટો કે જે તેણે જુએ તે તેને ચાહે; અને એવાં એક બચ્ચાં પર, તેથી, તે ઉમરાવને તિરસ્કાર કે ઈર્ષા આવે એ ધારવુંજ હસી કાઢવા જોગ હતું. વળી તેણીએ એક એવા ધનવાન ઉમરાવને રાજી રાખીને પરણવાનાં પરીણામોનો બી હરખથી ધ્રુજતી છાતીએ એકાદ પલ ગંભીર ખ્યાલ કર્યો. તે હાલમાં ગરીબીનાં એક છેલ્લાંમાંછેલ્લાં પગઠયાં પર અવત્યાં મારતી હતી; એક વીધવા તરીકે આ એકલવાઇ હાલતમાં પારપડોશીને આધારે તેને રેહવાનું અને જીવવાનું ઘણું જોખમભરેલું હતું. તેને પોતાની પાક હોરમતને વાસ્તે સદા બીહી ધ્રુજીને ચાલવું પડતું હતું, અને ત્યારે આ રીતે એક લાયક જવાંન ને તે બી એવા એક મોટા માનવંત ઉમરાવને પરણવાનું તેનું સુભાગ્ય જે એક સ્વપ્ના જેવું સુખ હતું તેને તે કેમ ખોહી દીએ?

એ સુખનોજ માત્ર ખ્યાલ કરવાનો નહીં હતો. એ લગ્નનાં પરીણામમાં લીઓને જે સંગીન લાભ થવાનો હતો તેનો બી તેણે હેસાંનથી ખ્યાલ કરવો હતો. અગતકરીને તે બાળકની કેળવણીમાં તેને જે કીંમતી મદદ થઇ પડે તે બધું તેણે યાદ કરવાનું હતું, અને પરીણામમાં—અને પરીણામમાં તેણીએ લોર્ડ ફીલીપની લીઓ માટેની દરખાસ્ત, તે આંખ વીંચીને એકમત થતી હોય તેમ, બાહલ રાખવાનું નક્કી કર્યું.

તેઓ મળ્યાં.

બીજે દિવસે ઠરાવ પ્રમાણે ઠરાવેલે વખતે અને ઠરાવેલી જગ્યાએ તે ભવિષનાં વરબઇએર પાછાં એકઠાં થયાં, અને ફીલીપે તેના સેતટના જવાબની આર્જી કરી.

"તમે લીઓને કાંહ મોકલવાના છેઓ તે બી તમે મને કેહશો કે નહીં?" તેણીએ પુછ્યું.

"ત્યારે તું વાહલી લીઓને મોકલી દેવા કબુલ કરવાનાજ ઠરાવ પર આવીછ?" તેણે તે માતાના સવાલનો પાધરો જવાબ ઉડાવી નાખતાં પુછ્યું, અને ગ્રેડીઝે જીભ પર એકમત ઉઠાવીને કહ્યું, "હા."

* * * *

"મારા નહાનકડા, મારા વાહલા, ફક્ત એક બે અઠવાડયાં વાસ્તે હું તારેથી જુદી પડુંછ," પોતાને માંથે આવતી આફતથી બેખબર નિરદોશતામાં તે હસતાં બાળકને પેટમાં ચાંપતાં તે રડતી માતા પોતાનાં ઝુપડાંનાં એકાંતમાં એકલી એકલી બોલતી હતી; "એ બધું તારાં સુખને વાસ્તેજ હું કરૂંછ; તું મોટો થાય ને શીખી ભણીને સુખી થાય તેનેજ વાસ્તે હું કરૂંછ," વિગેરે.

લીઓને ઘણા સુંદર ફ્રૉકમાં સજ્જ કરેલો હતો. તેનાં બદન પરનાં ચીંદડાં ને વાવટા જેવાં કપડાં સદાનાં દુર થઇ ગયાં હતાં. ફીલીપે ફક્ત તેનાં પુરતાં કપડાં ચપડાંજ કરવાને વાસ્તે નાણાંથી ખચખચ ભરેલી એક થેલી ગ્લેડીઝના હાથમાં મેળી, અને તેનું તે પરીણામ હતું.

ગ્લેડીઝનાં પારપડોશીઓ તે સુંદરીનું મોટું સુભાગ્ય હવે જાણવા પામ્યાં હતાં. તેઓને અત્યાર આગમચનો પુરતો વેહમ ચાલુ થઇ ચુકયો હતો, કેમકે અવારનવાર લીઓને તેઓનાં સ્વાધીનમાં એકલો છોડી પેલાં નાલાંની બાજુના તે રોજના ધરમધકેલામાં પડી હતી તે સઘળું તેમને વેહમાવાને બસ હતું, કે જયારે વળી કેટલાંક કનવારખોરાંઓએ તો તેને ફીલીપ જોડે એકાંતમાં જોઇ અને પકડી પણ કાઢી હતી !

તેઓ બધાં તેને માટે અવ્વલથીજ ઘણું સારૂં માનતાં હતાં માટે તે છુપી મુલાકાતોનું એવું સુખી સેવટ આવેલું જોઇ તેઓ તેને ખાતર સર્વે કોઇ ઘણાં રાજી થયાં. વળી એક એવા મોટા શ્રીમંત અર્લ જોડે તેનાં લગ્ન થનાર હતાં એ વાતની માહીતી થતાં તો તેઓની અજાએબી અને હરખનો સુમાર રહયો નહીં. જણેજણ તેને મુબારકબાદી આપતું અને તેની ખુશામદ કરતું રહયું. તેનાં શ્રેષ્ઠપણાંમાં અને શ્રીમંતપણાંમાં તે આ ગરીબોને અને તે "સફેદ ચકી" આગલનાં નિર્ધન પારપડોશીઓને યાદ કરતી રેહ એવું તેઓએ માંગી લીધું, અને એ લગ્નની ખાસ ખુશાલીમાં ફીલીપની રજાથી તે આણી ચાલીને પાદશાહી પરોણાગતની સુંદર ગ્લેડીઝે પોને ઉપરની ઉપર રહીને એક મોટી જીઆફત આપી તે દીને તે મધુરીનો હર્ષ જોયલો જોવાય નહીં તેટલો હતો.

હવે ત્રણ દિવસમાં લગ્ન કરી નાખવાનું નક્કી થયું હતું, અને લગ્નનેજ દાહડે લીઓને લેવા જે અબળા આવે તેને સપુર્દ કરી દેવાનો હતો. તેને માટે ગાડું ભરીને રમકડાં આવ્યાં હતાં, અને એક બાળકને બરનો જોઇતો કરતો તરેહવાર કીસમનો અસબાબ આવ્યો હતો, જે

બધું ગ્લેડીઝની નજરેઆર પૅક કરવામાં આવ્યું હતું. ફીલીપ ધારતો હતો કે તે બાળકના સંબંધમાં એવી ઉદાર વૃતીથી કામ લેવાથી તે માતાનું જુદાઇનું ઝેર ઘણું કમી થઇ જશે, કે જ્યારે એ બધી ખરચાલુ મોહબતની નીશાનીઓનાં પરીણામમાં ગ્લેડીઝ તો વધારે ભરોસાથી માનતી હતી કે તે બચ્ચાંપર ફીલીપ કોઇ રીતે ખફા હતોજ નહીં, અને પરણીને મેહેલમાં ગયા પછી આઠ પંદર દાહડામાં તો જરૂર પાછું તેને પોતાની ગોદમાં સદા સુધી સાચવી રાખવા તેડાવી લઇ શકાશે.

એમ છતાં જુદાઇનો જખમ તેને માટે હજી બી ઓછો જણુન કે ઓછો જીવલેણ નહીં હતો. તે અજાએબજ એમ થતી હતી કે 'જ્યારે લીઓને કોઈ લેવા આવશે ત્યારે હું આપીજ કેમ શકશ ?' પણ ફીલીપે ઘણી સમજદારીથી કામ લીધું. તે તેને પોતા સાથે કાંઇક ખરીદી પર લઇ ગયો, અને જ્યારે તે પરવારીને ઝુપડાંમાં પાછી ફરી ત્યારે તેણે જોયું કે તેનો વાહલો લીઓ અને તેને માટે તૈયાર કરી મુકેલો સઘળો અસબાબ કોઇ આવીને ત્યાંથી લઇ ગયું હતું; અને પડોશીઓ આગલ એ શરમભરેલાં ફંટ્રાકટનું પોગલ ઉઘાડું નહીં પડે તેટલા માટે તે બાપડીને પોતાનાં આંસુઓ ખંચાવી લેતાં ભારે જેહમત થઇ.

તેને તે પછી તે બચ્ચાં વગરનાં અને તેની મીઠી પટપટ વગરનાં એકલાં પડેલાં તે એકાંત ઝુપડાંમાં ઉડયા વા વાગ્યા. એમ છતાં તે એકજ ઉમેદપર ધીરજ ધરી બેસી રહી, અને તે તેને એકાદ અઠવાડયાંમાં પાછો જોવાની ને મલવાની હતી.

તેજ દાહડે ખાસ લાઇસન્સથી ગ્લેડીઝ ને ફીલીપનાં લગ્ન થવાનાં હતાં, અને લગ્નની આગમચ પણ ફીલીપ જોડે મીલાકાત થતાં તેણીએ જે પેહલો સવાલ કર્યો તે એજ હતો—"વાહલા ફીલીપ, મને જરા કહો તો ખરા કે મારા લીઓને કોણ લઇ ગયુંછ ને કાંહાં લઇ ગયુંછ ?"

તેનો ચેહરો એકદમ ગંભીર થયો.

"તે ઘણા માયાળુ હવાલામાં સારો ને સુખી છે તેજ જાણવાનું તારે વાસ્તે બસ થવું જોઇએ," તેણે ગંભીરતાથી કહ્યું. "તે હસતો-ખેલતો ગયોછ, અને તેથી હવે આપણા વચ્ચે આજ પછી એ વિશે જયાદા વાત નહીંજ થવા પામે તેની તું વાહલી સંભાળ રાખજે."

એમ છતાં તે કાંઇ સમજી નહીં ! હજી પણ તે તો એજ અને

એમજ ધારતી હતી કે તેના પ્યારનું પોઢપણું અજમાવી જોવાનો આ બધો ફીલીપનો ફરેબ માત્ર હતો.

ફીલીપે લગ્નની ધામધુમ કશી કરી નહીં. ગ્લેડીઝ બીજવર પરણતી હતી અને વળી તે સૌથી ગરીબ પંકતીની એક મોહરદાર લઇ આવતો હતો એ બધાં કારણોથી તુરત વેળા લગ્નની આગમચ એ લગ્ન વિશે ફૅશનેબલ સરકલોમાં કશી બી ચુનોચરા કે ચરચા તેણે થવા દીધી નહીં. તેણે ખાસ લાઇસંસથી એ લગ્નની ગોઠવણ કરી, અને તે બાજુનાં દેવળનો એક બુઢો પાદરી અને તેની બાયડી એ બેજ એ અજબજેવાં લગ્નનાં સાહેદ ગુવાહ થયાં.

તે વરરાજાનું નામ વાંચતાં તે પાદરીની આંખ અજાએબીમાં ચમકી ગઇ। એક મોટો જાહેર જાણીતો અર્લ આ રીતે વગર ગડબડે ને વગર ધામધુમે પરણતો હતો તેથી તે અતીશય અજાએબ થયો, અને પછીથી ફીલીપે તેના હાથમાં તેની મેહનતનાં દામ તરીકે એક બાદશાહી રકમ સેરવી દીધી ત્યારે તેની તે અજાએબી હદ વનાની ખુશાલીમાં ફેરવાઇ ગઇ.

"મારી વાહલી ગ્લેડીઝ," તે પછી ફીલીપે તેણીને હેયાં સરસી ચાંપતાં કહ્યું, "હવે તું મારી છે—મારી એકલાની ! તારા માટેના મારા પ્યારમાં હવે એક બી હરીફ નથી."—અને તેના લીઓની યાદ ગ્લેડીઝનાં ગલાંમાં એ સાંભળતાં તરત પાછી ખુંચી આવી।

તેઓ લંડન ખાતે "હનીમુન" કરવા ગયાં, અને લંડનના વૅસ્ટ ઍન્ડ ખાતેના પ્રખ્યાત કાપડયાઓને ત્યાં ગ્લેડીઝના એક કાઉન્ટેસ તરીકેના સુંદરમાંસુંદર અને કીંમતીમાંકીમતી વાગાઓ મોટી તજુમલ સાથે તાકીદના ઑરડરોએ તૈયાર કરાવામા આવ્યા, કે જેનાં પરીણામમાં કાઉન્ટેસ લીસ્ટર સીલ્ક ને સાટીનના પોશાકોમાં, ઉંચી બનાવતનાં શુઝ અને હાથપગનાં મોજાં સાથે, બાળમાં ઝળકતાં જવાહીરો અને ગલાંમાં ઝલેહ આપતાં ઘરેણાંઓ વચ્ચે એક નવીજ અબળા બની ગઇ.

નખરાંબાજ નસીબ એક આંખના પલકારામાં શું નથી કરી શકતું ? કયાં તે આગલની મુફલેસ, મોહતાજ, નિર્ધન કપડાંવાલી ચીંઠડેહાલ ગ્લેડીઝ અને કયાં કાઉન્ટેસ લીસ્ટર। તે પોતે પોતાનાં આ સુભાગ્ય માટે અક્કલથી હેરત રહી.

તેની સુંદરતા તેની નિર્ધનતામાં જે અજાએબજેવી ઝમક આપતી હતી તે આ નવા ફેરફારો વચ્ચે કાંઈક નવી ઝલેહ આપતી થઇ, અને તેનો ભરથાર પોતે પણ તે જોઇને છક થઇ ગયો. એમ છતાં લીઓ વગર સુંદર ગ્લેડીઝ જરા એ સુખી હતી નહીં. તે બાળક જો તે માતાને આ અદભુત ફેરફારોમાં જુએ તો પોતાની નિર્દોશતા વચ્ચે કેટલું બધું મગ્ન થઇ જાએ તેનો તેણીને ખ્યાલ થયા વના રહયો નહીં.

તેઓ "રેનવૉલ્ડ" મેહલમાં જવા આગમચ લંડનમાં થોડુંક સુધી થોભ્યાં, અને તે દરમ્યાનમાં તે ઉમરાવે પોતાની માનવંત મોહરદારને વાસ્તે સાહેલીઓ અને દાયાઓ રાખવાની ફૅશન મુજબની કાલજી કરી. ગ્લેડીઝ તે બધાંથી ઘણી હેરત રહી. એટલો બધો પૈસો, એટલો બધો વૈભવ, એટલો બધો ભપકો દુન્યામાં હોઇ શકે એ બી જાણે તેને ખબર ન હતી ! લંડનની મોટાઇએ તેને છેક છક કરી મેલી. તેની ઉપર જે દાગીણાઓ અને ઘરેણાંઓનો વરસાદ વરસ્યો તેનાં તે નામ વટીક હજુ તો જાંણુતી ન હતી !

તેણીએ ઘણીજ સહમજદારીથી કામ લીધું. પોતાનાં અજ્ઞાનપણાંથી હસીમાં આવી જવા જેવું તેણીએ કશુંજ કરયું નહીં. પોતે ચંચલ ઝેણુની અને તેજ બુદ્ધીની હોવાના સબબે તે જે જોતી તે હૈયાંમાં ઉતારતી અને શીખતી ગઇ, અને એ રીતે મોટે ઘેરને લગતા તાજીમતવાજા અને ફૅશનનાં ફાંફાંમાં પ્રવીણ થવાને તેને ઘણું મુસ્કેલ થયું નહીં. ટેબલનો એટીકેટ અને ડ્રોઈંગરૂમને લગતી ક્રિયાઓ વિગેરે સઘળું તેના ભરથારે તેને હેતથી શીખવ્યું, અને એક વાર શીખ્યા પછી તે એક બી વાતમાં ભુલ કરતી કે ગોતું ખાતી નજરે આવી નહીં.

એ રીતે તે દરેક બાબતમાં સહમજદાર અને પાહવરદી થઇ ત્યારેજ પોતાનાં દોસ્ત આશનાઓનાં સરકલમાં એ લગ્ન જાહેર થવા દેવાની લોર્ડ લીસ્ટરે ઉક્ર બતલાવી. હવે કોઇ ગ્લેડીઝને અસલમાં છાકટ ડેવીડ હાર્ટલેન્ડની બઇરી તરીકે ઓળખે એ જાંણે બનવાજોગજ ન હતું. તે હલકી જીંદગીનો નાપસંદ સફો ગોયા નીસ્તીની નાબુદગીમાં નખી ગયો હતો. તે કોઇ બી મોટે ઘેરની જન્મથી મોટાઇમાં ઉછરેલી જેવીજ એક પાહવરદી નાજનીન થવા પામી.

હવે તેઓ, તેથી, "રેનવૉલ્ડ" ખાતે ગયાં, ને ત્યાં તેમના જવા આગમચ એ લગ્ન જાહેર થઇ ચુક્યાં હતાં વાસ્તે એ નવી કાઉન્ટેસનું મુબારક આગમન લોકો ઉલટથી જોઇ રહ્યાં હતાં. લોર્ડ લીસ્ટરની ખીસીઆર જાગીરનાં બધાં ભરભાડુતોએ પોતાની નવી શેઠાંણીને મોટા પાયાપર "વૅલકમ હોમ" નો આવકાર આપવાની ગોઠવણો કરી હતી, અને દેવલોના ઘંટો ખુશીના નાદમાં ગાજી વાજી રહ્યા હતા.

તેઓ અત્યાર સુધી લંડનમાં એક મોટે વાંધેનાં હૉટલમાં ઉતરયાં હતાં, પણ "રેનવૉલ્ડ" મેહલની મોટાઇ અને શ્રીમંતપણું જોતાં સુંદર ગ્લેડીઝનો ચેહરો લાગણીઓના આવેશમાં એકાદ પલ ફીક્કો પડગો. "આ મેહલ શું તમારો છે, ફીલીપ ?" તેણીએ પુછ્યું.

"મારો તેટલોજ તારો," તે ભરથારે હેતથી કહ્યું; "હવે એ બધું મારૂં નહીં પણ તારૂં છે. તું આએ બધી મારી ગરીબરી શાહનશાહતની સાહેબી કરતી શેઠાંણી અને રાજ કરતી રાણી છે."

તે મેહલને લગતા નોકરનફરોનો રસાલો કે જે એક આખી પલતણની પલતણ હતી તે જોતાં ગ્લેડીઝનો જીવ જાણે ગભરાઇ આવ્યો. તે આખા મેહલનો ભપકો અને મોટા કુશાદે ઓરડાઓનો ઠાઠમાઠ જોતાં તેની આંખ છક થઇ ગઇ, અને એ બધું છતાં—એ બધાં મોટાં આવતાં સુખની ખાત્રીપુર્વક ખાત્રી છતાં તે તેનાં જીગરનાં અંતરમાં એક ક્ષણ બી સુખી નહી હતી, કેમકે તેનો વાહલો બેટો લીઓ તેની ગોદમાં ન હતો.

---

## પ્રકરણ ૫ મું.

ગ્લેડીઝની દાયાઓ અને બીજાં નોકરનફરો અવારનવાર તેને ઉદાસ અને એકલી ગમ કરતાં જોતાં, અને ત્યારે તેઓ તાજુબ થતાં કે આવી એક સુખવાસી અબળાને એવું મનતું છુપું દુઃખ તે શું હોવું જોઇએ ! તેઓને કેમ ખબર પડે કે તે બધા પૈસાના વૈભવ અને શ્રીમંતપણાંના ઠાઠ છતાં, નોકરોની તાબેદારી અને લોકોની ખુશામદ છતાં, આસપાસનાંઓનાં માન અને ધણીનાં વાહલ છતાં તેનાં વાહલાં બચ્ચાની જુદાઇના ગમમાં તેનું જીગર સદા જળતું રહ્યું હતું !

તે બોલતી ન હતી, પણ જીગરમાં બહુ બળતી હતી. લીઓની

ફરીઆદની ચીસ દિવસે કે રાત્રે, જાગતાં કે ઉંઘતાં જાણે તેના કાનમાં વાગ્યા કરતી, અને તેથી તે હદ વનાની દુઃખી રહેતી હતી, કે જે દુઃખ ધ્યાનથી જોનાર અને તપાસનાર અને તેનો પોતાનાં મનને ગમે એવો ભાવાર્થ બેસાડનાર તેનો એક શત્રુ તે મોટા મેહેલમાં તેની પુઠે પડયો હતો. તે લોર્ડ ઓલબર્ટ હતો. એ જવાંન હવે પછીના લોર્ડ લીસ્ટર તરીકે ફીલીપનો વારસ થઇ ગ્લેડીઝનાં અત્રે આવ્યા આગમચનો અત્રે આવી રહેલો હતો તે વાંચનાર યાદ કરશે. તેને ગ્લેડીઝ જરા થઇને ગમતી ન હતી. એક વખત તેને વારસ નક્કી કરવા પછી લોર્ડ લીસ્ટરને પરણવાનો હકજ નહી હતો એવું તેનું મત હતું! તે હંમેશ એ વાતને વાસ્તે વીહલો પડતો રહયો હતો, અને તેનો મોટો સધીઆરો અને મોટી ખુશાલી એજ હતી કે લગ્નની જુસરીના ખ્યાલથીજ લોર્ડ ફીલીપ સુગાઇ ઉઠતો હતો. એ રીતે "રેનવૉલ્ડ" મહેલમાં આવ્યા પછીથીનાં પાંચ પાંચ વરસ તેણે નીરાંતમાં ગુજારયાં હતાં, અને હવે જ્યારે એ ઉમરાવ ફીલીપ પરણે એવો કશો એ સંભવ નહીં હતો ત્યારે ગ્લેડીઝે પરણીને એ પોત્યાનો તરાપો ડુબાડી નાખ્યો હતો તેથી તે તેનો શત્રુ થયો હતો.

તે બાહેરથી તો મિત્ર હતો. ફીલીપ ને ગ્લેડીઝના તાબેદાર તરીકે તે તેઓનો પડતો બોલ ઉપાડી લેતો, અને નમાનો, કહયાસાર અને વફાદાર દેખાવાના ઢોંગ કરીને તે તેઓપરથી ઓઢાઇ પંઠરાઇ જવાનો દેખાવ કરતો હતો; પણ બાતેનમાં તે ગ્લેડીઝનો મોટામાંમોટો શત્રુ થયો હતો. તે જવાંન્ ભાહણુબને ત્યાં છોકરાં થાય અને તેનો હોઠ સુધી આવેલો સુખનો પ્યાલો ઘોળાઇ જાએ તેની તેને હવે રોજ-બરોજની ચીંતા થતી રહી હતી. એટલામાટે તે એ જોડાંમાં કાંઇ બી રણુ પડે એવું શોધવાને વાસ્તે ઘણો ખંતી થયો હતો, અને તેથી ગ્લેડીઝપરની છુપી નીગાહદારીમાં જ્યારે તેણે પકડી કાઢયું કે તે એકાંતમાં કોઇ છુપ્યાં મોટાં દુઃખથી મુજાતી ને જળતી રહેતી હતી ત્યારે તેને કેટલીક હદ સુધી નીરાંત મળી ને ધીરજ વળી. 'આ પોરીના સંબંધમાં કાંઇ બી ભેદ છે ખરો,' તે મનથી પટપટયો, 'અને હું જો તે જોઇ કાઢું નહીં અને મારાં લાભમાં તેનો ઉપયોગ કરૂં નહીં તો હું મારા બાપનો બેટો નહી!'

મહીનાઓ ગણડી ગયા. નાચતીખેલતી વસંત રતુ પાછી માંથે

આવી. ગ્લેડીઝ રોજ પોતાના ભરથાર આગળ પોતાનાં બચ્ચાંની વાત કરવા ચાહતી, પણ તે વિશેનો તેનો હદ વનાનો અણગમો જોઇ તેની જબાં ખેંચાઇ જતી. તેનો ખાવંદ પ્યારની પ્રતીમા હતો. તે તેના પર હદ વનાનું વાહલ રાખતો જણાતો હતો. તેની સુસતી અને દુન્યાદારી આરેનો આળસો કંટાલો હવે દફે થઇ ગયાં હતાં. તે એક ઉપયોગી ને ઉદયોગી ઉમરાવ તરીકે હવે શહેરીઓમાં નામદારી કરી શકતો હતો. એ નવી મોહરદારનાં સુખમાં સુખી તે હવે અતી ઘણો ઉલટમંદ અને મેહેનતુ થયલો જણાતો હતો.

તેણીની ચતુરાઇથી બી તે ઘણો અજાએબ થઇ રહેલો હતો. પેલા ગરીબ ડેવીડ હાર્ટલેન્ડની બઇરી તરીકે ગ્લેડીઝને પોતાની તેજ બુદ્ધિનો પ્રકાશ આપવાનો કદી પ્રસંગ થયો નહીં હતો, પણ આવા સંજોગોમાં તે તેના ધણીને કામકાજની, મદદગાર અને ઉપયોગી થઇ પડી, અને તેની સલ્લાહ અને સમજદારીથી તે ઉમરાવને ખરેખર કીંમતી મદદ થવા લાગી. જો તેને પારલામેન્ટનું એકાદ ભાષાણુ તૈયાર કરવાનું હોય તો તે માટે પહેલાં તે પોતાની એ ચતુર મોહરદાર જોડેજ વાદવીવાદ કરી નક્કી અનુમાનોપર આવતો. વળી ગ્લેડીઝ પોતે પણ તેને દરેક વાતે હાલ તો સુખી ને ખુશી રાખી પોતાની મતલબ આયંદા કાઢી લેવાની ઉમેદ કરતી હતી. તે ધારતી હતી કે એમ કરતાં તે પીગળશે, અને તેના લીઓને તેને પાછો સપુર્દ કરશે.

એક દિવસ એમ કરતાં અંતે એ વાત કાઢવાનો તેણીને ઘણો ખુશનુમા પ્રસંગ મળ્યો. તેઓ બંને તે મોટા મહેલના ડ્રૉઇંગરૂમમાં એકલાંજ હતાં. તે રાત્રે ખાનાંપર તેઓએ ઘણાંક દોસ્ત આશનાઓને મેહમાન નોતરયાં હતાં, અને તેઓ બધાં તરતનાંજ વીદાય થયલાં હતાં. ઑલબર્ટ પણ બાગમાં ઉતરીને પોતાની સીગારની મોજ ભોગવવા તરતનોજ નીચે ગયલો હતો, કે જ્યારે પોતાના શોભાયમાન પોશાકમાં, ખભાં સુધીના ખુબસુરત ઉઘાડા હાથો સાથે અને છાતીપર ઝલકતાં ઝવાહીરો વચ્ચે, બાલમાં ખોસેલા ઝગઝગ કરતા સ્ટારોની ખુબસુરતીમાં તે પટલી, સીધી, ઉંચી ગ્લેડીઝ ઘણી પરીસુરત દેખાતી હતી, અને તેનાપર તેના ખાવંદનું હેતથી ધ્યાન ખેંચાતુ હતું એમ જોઇ તે પોતે પાધરી હવે ઉલટમંદ બની તેની પાસે ગઇ.

## પ્રકરણ ૬ ઠું.

"તમે શું જોવોછ, વ્હાલા ફીલીપ ?" તેણે આગળ જઇને નરમાસથી પુછ્યું.

"હું તારી મોહક ખુબસુરતી જોઉંછ ને વખાણુંછ," તેણે મોજથી ને મગરૂરીથી કહ્યું; "જાણે મારાં ઘરમાં સુખનો સુર્ય ઉગ્યોછ !"

"એટલું બધું ? ત્યારે મેં તો એ તમારાપર જાણે હેસાંન કીધું ?" તેણીએ હસીને મજાકથી કહ્યું.

"હું તો એમજ માનુંછ, ગ્લેડીઝ," ફીલીપે પ્યારથી જવાબ કર્યો.

"ત્યારે તેના બદલામાં હું જે માંગુ તે બખશવાની તમોને ફરજ છે ?"

તેણે તેના પ્યારા હાથો પોતાના હાથમાં લીધા, અને હેતથી કહ્યું, "સુખેથી માંગ; તુંને જે જોઇએ તે માંગી લે, અને તે હું તાબરતોબ મંગાવી આપશ."

"ત્યારે મને તો મારો લીઓ જોઇએછ," તેણીએ નીચી નજરે ને ગદગદ કંઠે કહ્યું. "ઓ ફીલીપ, એમ ના કરો ! આખી દુન્યાની દોલત અને આખી દુન્યાનું સુખ મને મારાં બચ્ચાં વગર અકારૂંછે. મને મારો લીઓ પાછો આપો ?" તેણીએ કાકલુદીથી માંગી લેતાં કહ્યું.

પણ તે આગળ બોલતી હબતીને ચુપ થઇ, કારણ કે તે ઉમરાવનો ખુબસુરત ચેહરો ગુસ્સાથી લાલ ભુંડ જેવો થઇ ગયો। તે પોતાની બેહદમાંથી ઉઠ્યો અને ગ્લેડીઝને પોતાની બાજુમાંથી હડાઠી દેતાં કહ્યું, "હજી તારૂં એ દીવાનાપણું જતું નથી ? હજી તું એ વાતમાં મને સતાવની બંધ થતી નથી ? હું તુંને આટલાં હેતથી ચાહુંછ તે મારો પ્યાર બસ નથી કે તું એક એબદસા જેવા પોરયાના પ્યારમાં હજી તવલી મરેછ ? તું મને ઘણોજ ગુસ્સો ઉપજાવેછ. આપણે તો જાણે કંટ્રાક્ટ કરી ચુકયાંછ. હું નહીં ધારતોતો કે તું હવે ફરીથી કોઇ બી દહાડે એ વાત પાછી કાઢશે, અને તે પોરયાને પાછી મળવાની ઉમેદ કરશે !"

તે ચુપ થઇ ગઇ. તેનાં બદનમાં લોહી જામીને બંધાઇ જતું હોય એમ લાગ્યું !

"ફીલીપ," તેણે રડમસ કહ્યું, "હું બી નહીં ધારતીતી કે તમે

એવા સખ્ખત થશો. તમે એમ ખરું ને ખરાં દીલથી કરવા માંગતાતા એવો હું અભાગણીને ખ્યાલ નહીં થયો. મેં તો એમજ ધાર્યું'તું કે તમારે માટેના મારા પ્યારને ખાતર તમો મને અજમાવી જોવોછ, ને પરણ્યા પછી મારા લીઓને તમો વેહલોજ મને પાછો સપુર્દ કરશો !"

"એવાં વાહીઆત અનુમાનો તેં કીધાં તેમાં મારો કસુર નથી," તેણે ખીજવાતથી કહ્યું. "હું એવી અગતની વાતને તું ધારેછ એટલી તુચ્છ ગણુતો નથી. મેં તુંને મારાં કારણો વઠીક સમજાવ્યાં છે. એક તો મારે વાસ્તેના તારા પ્યારમાં એક બી હરીફ હું ખમી શકું એમ નથી—પછી તે હરીફ ભલે ને એક બચ્ચું હોય; ને બીજું તો તારી આગલી તે છેકજ હલકી પંકતીની જીંદગીની યાદ ભુસી વાલવાનું ઘણું જરરતું હતું, જે તે છોકરો જો આપણી સાથે હોય તો કોઇ કાલે બી થઇ શકે નહીં. તે બચ્ચાંને લીધે તારી આગલી જીંદગીના બધા ખુલાસાઓ આપણાં ઉંચ સરકલનાં હાલનાં દોસ્તઆશનાઓમાં આપણને અવારનવાર આપ્યા કરવા પડે, અને તે ખેજાલતને મારાથી પુગાય એમ નહીં હતું. ત્યારેજ તો મેં તુંને મારી "ચૉઇસ" માટે વિચાર કરવાનો વખત આપ્યો. હું કાંઇ તુંને જોરજુલમથી તારી મરજીની ઉપરાંત પરણી લાવ્યો નથી ? તે બચ્ચાંને જો તું નાકબુલ નહીં કરે તો મને નાકબુલ કરવા મેં તુંને નાખીનાખીને કહ્યું હતું, અને જોકે તારી મને મોહીની લાગેલી હોવાથી તારા વગર હું કદાપી જીવી શકતે નહીં, તોબી તે બચ્ચાંને અહીં લાવવાની ખેજાલત સાથે તો હું તુંને પરણવા કદી બી એકમત થતેજ નહી !"

તે અબળાનો ખુબસુરત ચેહરો હદ વનાનો દર્દમંદ ને દુઃખી દેખાયો.

"અને હું બી તમોને કસમપર કેહુંછ, ફીલીપ, કે જો હું જાણુતે કે તમો એમ ખરાં દીલથીજ કામ લેવા માંગોછ તો હું કદી બી તમોને પરણવા ને તે મારાં ફુલ બચ્ચાંને સદા સુધી છોડી આવવા કબુલ થતેજ નહીં," તેણીએ તોરથી કહ્યું. "મુઇ હું અભાગણી ! બધો વાંક મારોજ છે. મેં પેહલે ધાર્યું કે તમો ખરાં દીલથીજ કેહોછ, પણ પછી ખોદા જાણે મને કેમ એ નેહસ્ત વિચાર આવી ગયો કે તમો મારી અજમાયસ લેવોછ ! એ એટલું ઘાટકી અને એટલું અકુદરતી હતું કે તમો મારાં બચ્ચાંને મારી પાસે અરેખર ત્યાગ

કરાવવાજ માંગોછ એવું તો જાંણે મને લાગ્યુંજ નહીં ! એક માતા જે પોતાનાં બચ્ચાંને પોતાનાં ગમે એવાં સુખ સારૂ છોડી આવે તે મીઠ્ઠી નહીં પણ જુઠ્ઠી હોવી જોઇએ, ને હું હીણભાગ્યની તે જુઠ્ઠી માતા પુરવાર થઇ !"—અને તે રડવા લાગી.

"હવે એ તકરારને વાસ્તે બી ઘણું મોડું થઇ ચુકયુંછ, ગ્લેડીઝ," તે ઉમરાવે તોચ્છડાઇથી તે તકરારપર તાઢું પાણી નાખતાં કહ્યું.

"ઓ, તમે કેમ ભુલી જઇ શકતા હોશો કે માએ ને દીકરાદીકરીનાં જીગર ખુદા એકસરખાં સાથે સીવી લેછ, અને જે એકને જખમ કરે તે બેઉને જખમ કરેછ ?" તેણીએ જીકર કરી; "તમે કેમ માની શકયા કે હું મારૂં જીગર ચીરી નાંખીને મારાં બચ્ચાંને ફેંકી દેઇ શકશ ? ઓ મારા લીઓ ! મારા લીઓ ! હું તુને કેમ ભુલી શકું ?"—અને તેનું કલ્પાંત ઘણું હ્રદયભેદક થઇ પડયું.

"મને તારી એ આજની મુરખાઇ જરા બી ગમતી નથી, ગ્લેડીઝ," તે ભરથારે પરણી આવવા પછી હવે પેહલીજ વાર એટલા-બધા ગુસ્સાથી કહ્યું. "તું આપણા વચ્ચેનાં કંટ્રાકટના કરારો ભુલી ગયલી દેખાયછ."

"આપરે જે દાહડે આએ મહેલમાં આવ્યાં તે દાહડે ગાડીમાંથી ઉતરતાં મેં એક બચ્ચાંની ખુશાલીભરી ચીસ સાંભળીતી," ગ્લેડીઝે કકલાત કરવાનું જારી રાખ્યું, "અને હું સમજી કે મને અજબ અને ખુશી કરવા તમે લીઓને આપણી આગમચથી મેહલમાં તેડી રાખેલો છે; પછીજ મને જણાયું કે તે ચીસ તો આપણી ગાડી આગળ આપુને જોવા સારૂ જમા થયલાં અલફાતુ લોકોનાં ટોલાંમાંની એક બઇરીના હાથમાંનાં બાળકે પાડી હતી, અને ત્યારે મારૂં હરખભર્યું જીગર ઉંડી ઉદાસી ને નાઉમેદીમાં નામુરાદ થઇ ગયું !"

તે ઉમરાવે ગુસ્સા વચ્ચે, કશો બી જવાબ કર્યા વગર, પીઠ મરડીને સાંભળ્યા કીધું.

"વારૂ તે બચ્ચું હાલમાં કાંહાં છે ને કોણના આશરામાં છે તે તો મને કહો !" તેણીએ જરા વાર થોભીને પુછ્યું.

"તે કેહવામાં કાઇ ફાયદો કે સાર નથી," તેણે તીખાસથી કહ્યું, "અને જો આપણા વચ્ચે સંપ અને સુખ સચવાયલું રેહે એવું

તું જરા બી ચાહતી હોય, ગ્લેડીઝ, તો હજી બી અને આજે છેલ્લીજ વાર હું તુંને ચેતાઉંછ કે તે કંગાલ બચ્ચાંને લગતી એ મોટી નાપસંદ વાત ફરીથી કાઇ દાહડે બી મારી આગલ કાઢતીજ ના!"—અને એમ કેહતાં ગુસ્સાખોર તે રડતી તવલતી માતાને તે દીવાનખાનાંમાં એકલી છોડી તે તુમાખી ઉમરાવ બાહેર ચાલી ગયો.

આહા, એક માતાનો પ્યાર! એક મીઠી માતાના પ્યારનું મહત્વ! એ બેમુલા પ્યારની બુલંદી તેની ખરી અસરો વચ્ચે કઇ કલમ ચીતારી શકે?

## પ્રકરણ ૭ મું.

લોર્ડ લીસ્ટરે એ કજીઆ પછીના દિવસે ગ્લેડીઝને તે તકરારની પાછી ફરી યાદ આપીજ નહીં. તે જાણે કશુ બન્યુંજ રહીં હોય તેમ અસલ જેવો હેતવંતો અને પ્યારભર તેણીને મળ્યો. ગ્લેડીઝ એક માતા તરીકે પોતાનાં બચ્ચાં માટે એ પ્રમાણે વ્હાલથી વીહલી પડે એ તેણે ઘણું સ્વભાવિક માન્યું. એ તેને ગમ્યું પણ ખરૂં: જો ગ્લેડીઝ પોતાનાં મોટાં નવાં સુખમાં પોતાના બાળક બેટાને કદી બેપરવાહીથી વીસારીજ આપતે તો તે અબળા તેનાં મનમાં અને મતમાં ઘણી ઉતરતે; પણ એ અકુદરતી બેપરવાહી એ સુંદરીમાં નહીં જોઇ તેથી તે રાજી થયો—જોકે લીઓને પાછો બોલાવા કે તેને તેની માતા સાથે મેલવવા માટે, આગળ કહેલા સબબોને લીધે, તે પોતાના ઠરાવમાં હજી એ જેવો ને તેવો મુસ્તકીમ રહયો હતો.

ગ્લેડીઝ તો, એમ છતાં, મિજાજમાંજ રહી. તે કે જે અત્યાર સુધી એક હેતવંતી ગહોરદાર હતી, ખેલતી ને ખુશાલ હતી તે હવે શાંત અને ગંભીર થઇ ગઇ. તેણીએ એ તકરારના સંબંધમાં પોતાના પરણ્યા ખાવીંદ સાથે કજીયો કર્યા કરવાનું વાજબી માન્યું નહીં, અથવા તો તે મેહલમાંથી જતી રેહવાનું બી તેટલુંજ નામુનાસેબ જાણ્યું. તે ફકત પોતાની વર્તણુકમાં શાંત, સુસ્ત અને ઠંડી થઇ ગઇ. તે ઘણું કરી એકાંતમાં પડી રેહતી. તે અગત જોગીજ વાત કરતી અને જરૂર જોગાજ હુકમો આપતી. એમ છતાં તેણીનામાં એ ફેરફારો એટલા તો ધીમા થતા ગયા કે તેણીના પ્યારમાં હર્ષ-ઘેલા બનેલા ઉલટમંદ ઉમરાવ લૉર્ડ ફીલીપે તે દશા જોયા કે જાણ્યા નહીં, અથવા જો જોયા કે

જાંણ્યા હોય તોપણ તેણે તે કશી રીતે જણકાવ્યા નહીં. તે ખાત્રીથી માનતો હતો કે વખતના વેહવા સાથે ગ્લેડીઝનો એ જખમ રૂઝ આવી જશે, અને તેણીનો એ ગમ દફે થઇ જતાં તે આગળ જેવીજ પાછી ખુશાલ, રમતીઆલ અને હરતી રમતી થઇ જશે. તે હેમક ! એક માતાના મોટા પ્યારનું પ્રબળ અને મહત્વ તે શું જાંણે ?

પણ ગ્લેડીઝમાં થતો ફેરફાર તેણીનાં લોહીનો તરસ્યો શત્રુ જવાંન ઍાલબર્ટ એક બિલ્લીની આંખોથી જોતો અને તપાસતો રહયો હતો. તે એ જોઇ મનથી ખુબ હરખાતો હતો. ગ્લેડીઝનો સદાનો શોકજનક દેખાવ તેને માનવાને લલચાવતો હતો કે લૉર્ડ ફીલીપ જોડે પરણવા આગમચ તે કોઇ બીજાને ચાહતી હોવી જોઇએ, કે જે પ્યારનો વિયોગ તેને આ રીતે મનથી મુંજાવતો અને છુપી રવેસે સંતાપતો રહયો હતો. એ નહીં તો, તેણે પોતાનાં મનથી તકરાર ઉઠાવી કે, એ શોકાતુર અદાઓનો બીજો ભાવાર્થજ શો હોય ? એટલામાટે તેણીની એ "બેવફાઇ"ના ભેદને પોહોંચવા અને તે પુરવાર કરી આપી વરવહુ વચ્ચે વિયોગ કરાવા જોગા મોહતના પછાડામાં તે હેમક મસ્ત બન્યો.

અંતે લોર્ડ ફીલીપ બેચેન થયો. તે ધારતો હતો તે કરતાં તેની ગ્લેડીઝ દીન ઉગતે વધતી અને વધતી શોકમાં ને દુખમાં ગીરફતાર થતી દેખાઇ, અને ત્યારે તેણીને એક "ચેન્જ" આપવાની મતલબથી તે પોતાની જોડે તેણીને લંડન લઇ ગયો. તે વખતે લંડનમાં મોહસમ ખુલી ચુકી હતી, અને એવી એક ખુબસુરત કાઉનટેસનાં ત્યાં જવાથી આગેવાંન સોસાયટીમાં ખુશી, અજાએબી અને વખાંણનો એક મોટો હોકારો થઇ રેહવાની તેને સંપુર્ણ ખાત્રી હતી.

"ગ્લેડીઝ," એક દિવસે તેણે તે ઉપરથી નાસ્તા પછી તેણીને કહ્યું, "તારે માટે મેં એક મોજ નક્કી કીધી છે."

ગ્લેડીઝની આંખ્યો ખુશીથી ચમકી નિકળી ! 'એક મોજ નક્કી કીધી ?' ત્યારે તો તે, તેણીને લાગ્યું કે, તેના વ્હાલા લીઓ જોડેની તેણીની મીલાકાતજ હોવી જોઇએ ! તે સિવાય તેને એવી ખુશી કરવા જોગી બીજી મોજ શી હોય ?

"લંડનની મોહસમ ખુલી છે," તે ઉમરાવે તેણીના વિચારો સમજ્યા વગર ઉલટમંદ જારી રાખ્યું, "અને આપણે હવે લંડન જઇશું; ઘણી મજાહ પડશે."

ગ્લેડીઝની આંખમાંનું તેજ સમી ગયું. લંડનમાં તે શું શું જોશે અને અનુભવશે તેનો એક "બકારો" ઉલટમંદ ફીલીપે હજી એ જારી રાખ્યો, પણ તે સઘળું સાંભળવા માટે જાણે સુંદર ગ્લેડીઝના કાન બેહર મારી ગયા હતા !

"તુંને લંડન જવા ગમશે કેની ?" અંતે તે ઉમરાવે મોંઢે ચઢી સવાલ કર્યો.

"તમોને જે ગમશે તે મને પણ ગમશે," તેણીએ કશી પણ ઉલટ બતાવ્યા વગર શાંતપણાંથી જવાબ દીધો.

તેઓ લંડન ગયાં.

બેલગેરવયામાં જવાન લોર્ડ લીસ્ટરનો સસેક્સ માહેલા મેહેલ "રેન-વૉલ્ડ" જેવોજ એક મોટો મેહેલ હતો. તે એક મોટું આલીશાંન મકાંન હતું, અને તે હાલમાં ગ્લેડીઝનાં માનમાં લૉર્ડ લીસ્ટરે નવા ફેર-ફારો અને નવા સરસામાનો સાથે નવેસરથી સજાજ કરીને આરાસ્તા કરાવ્યું હતું.

લંડનની એ "સીઝન"માં સુંદર ગ્લેડીઝે ખુશીનો એક મસ મોટો હોકારો મચાવી મુકયો. લોકો તેણીપર મરી ફીટવા લાગ્યું. તેણીની અજબજેવી મોહક સુંદરતાની તારીફ જણેજણ જગેજગ કરતું રહયું, જે ગ્લેડીઝનાં નાસબર જીગરને એક જાતની સતાવણી માત્ર પુરવાર થઇ. "ફોલ્ડર ઉડસ"નાં ખેતરોમાંની "સફેદ ચક્કી" આગલનાં ગરીબ ઝુપડાંમાં ગરીબાઇ વચ્ચે જન્મ આપેલા પોતાના બાળક બેટાને હાલના પોતાના પૈસા ટકાના મોટા વૈભવ વચ્ચે પણ તે એક પલ વાર બી વીસારી શકી નહીં. તેણીના કાનમાં તે મા વગરના બાળકબેટાની દુખ્યારી ચીસો રાતદીસ ગણગણ વાગ્યા કરતી હતી !

તેની મહોરદારની સુંદરતાએ લંડનની આગેવાંન સોસાયટીમાં જે ઘોંઘાટ કરાવ્યો તેથી તે તુમાખી અર્લ ઘણો મગરૂર અને રાજી થતો જણાયો, મગર તેણે ચાહ્યું કે તેની પરણેતર હતી તે કરતાં કંઇક વધુ ઉલટમંદ દેખાય, અને તે લેતી હતી તે કરતાં મોજશોખમાં કંઇક વધુ ખુશાલીથી ભાગ લઇ શકે !

તેઓ એક દિવસે લૉર્ડ ચેસ્ટરને ત્યાં સેહેજ મીલાકાતે ગયાં. એ લૉર્ડ ચેસ્ટરને નાહનાં નાહનાં છોકરાંઓ હતાં જેમના પર તે બાળકોની

માતા મરી ફીટતી હતી. કોઇ બી મીલાકાતે આવનારને તે મોટાં હેત અને ઉકમાઇથી પોતાનાં બચ્ચાં બતાવતી અને ઓળખાવતી, અને એ તેણીની ઘેલચ્છાને માટેની બીનમાહીતગારી વચ્ચે ફીલીપ તેની મોહરદારને લઇને એક સુહવારે લૉર્ડ ચેસ્ટરને ત્યાં મીલાકાતે ગયો.

"લેડી ચેસ્ટર ઓળખાણ કરવા જોગ બાંનુ છે, વ્હાલી ગ્લેડીઝ," તેણે કહયું. "એવાં સહમજદાર સરકલોમાં તું ભેલાતી રહે તે ઘણું જરૂરનું છે."

લૉર્ડ ચેસ્ટરને ત્યાં અરસપરસ કેટલીક ખુશમિજાજી વાતચીતો થવા પછી એકદમ તે ઉમરાવ બાંનુએ પુછયું, "લેડી લીસ્ટર, તમોને છોકરાં ગમે કે? છોકરાંપર તમોને હેત આવે કે નહી?"

ગ્લેડીઝનું જીગર આ પાધરા સવાલથી છેદાઇ ભેદાઇ ગયું!

તેણી મુસ્કેલાઇથીજ જવાબ દઇ શકી. અંતે પોતાની લાગણીઓને, એમ છતાં, જેમ તેમ કાબુમાં લાવી ફીકકું હસતાં તેણે કહયું, "હા જી, બચ્ચાં કોણને નહીં ગમે?"

"હું મારા બુચાને તમારી આગળ તેડું?" લેડી ચેસ્ટરે કહયું; "છોકરીઓ તો ફરવા ગયલી છે."

તેણીએ ઘંટ વગાડયો, અને થોડી મિનીટમાં ત્રણ વરસનું એક ગુલાબ જેવું બચ્ચું હસ્તે ચેહરે તે ઓરડામાં દોડી આવ્યું. તે એક કમનસીબ સંજોગ માત્ર થયો કે તે લીઓનીજ ઉંમરનો અને લગભગ લીઓનેજ મલતા આવતા ચેહરાનો એક ગળગોટો હતો. તેજ સોનેરી વાળનાં ઝુલફાં, તેજ તેજસ્વિ બલુ આંખો! તે "મમા" પુકારતો ઉંઘાડા હાથોથી લેડી ચેસ્ટરની બગલમાં દોડી આવ્યો, કે જે તેને હેતથી ઉપાડી બગલગીર થઇ, અને ગ્લેડીઝે તે ગમખ્વાર અદાઓથી જોયું. તે ફીકી અને ધ્રુજતી હતી, અને કાંઇ પણ બોલવાને તે અશકત બની ગયલી દેખાતી હતી. "બરટી બેટા, લેડી લીસ્ટરને ગુડ મોરનીંગ કર!" તે હેતવંતી માતાએ મગરૂરાથી કહયું;—અને તે વ્હાલું બાળક બીહતું બીહતું અને ઓરકાતું ભરાતું તે નવાં આવનારાંઓ તરફ ગયું, પણ તેટલામાં તો લેડી લીસ્ટર પોતાની બેઠકમાં બેસુદ્ધ તુટી પડી, અને તે મામલો જોઇ સઘળાં ગભરાતમાં ચીસ પાડી ઉઠયાં. પોતાના ગુમ થયલાં બાળકને મળતાં આવતાં આ નિરદોશ બાળને

રૂબરૂ જોતાં તે ચાલાગણી માતા અસહ્ય લાગણીઓ હેઠળ બીમાર અને બેહોશ થઇ પડી હતી.

લોર્ડ લીસ્ટર પણ ગભરાઇ ગયો, અને જોકે તે એ બીમારીનો ભાવાર્થ પુરી રવેસે સહમજી ગયો તોપણ તેણે તે સબબ સર્વેને તે ઓરડાની ગરમીનાં ઓઠાંથી સહમજાવ્યો, અને તે સુંદરીને સાવધ કરવાના તેઓ સર્વ ઉપાય યોજવા પડયાં. અલબત, કહયા વના ચાલશે કે લીઓ માટેનો તે માતાનો હજુ સુધી જેમ તેમ સચવાઇ રહેલો પ્યાર જોઇ તે ઉમરાવ બની શકે તો પોતાનાં મનથી તે નિર્દોશ બાળકને બેવડો અને ચોવડો ધીક્કારવા લાગ્યો.

ગ્લેડીઝ માહા જેહમતે સાવધ થઇ, અને પોતાનાં મનથી ફજેત પડેલા લોર્ડ લીસ્ટરે તેની બેમારીની વાત હસી કાઢી નાખવાની દરેક કોશેશ કરી.

ગ્લેડીઝે હવે તે બચ્ચાંને પોતાની પાસે તેડયો, અને ધ્રુજતા હાથોએ તેને ઉપાડીને પોતાના ખોલામાં લેતાં તે દુખી અબળાએ તેને હૈયાંસરસો ચાંપ્યો.

લૉર્ડ લીસ્ટર જેમ બન્યું તેમ એ પછી વહેલોજ ત્યાંથી રજા માંગતો ઉઠયો, અને જ્યારે તેણે પોતાની મોહરદારનો હાથ બગલમાં લીધો ત્યારે તેણે જોયું કે તે સુકકાં પાદડાં મીસાલે થરથર ધ્રુજતો હતો!

એ પછી ગાડીમાં પણ ગ્લેડીઝ બંધ આંખ્યોએ અને ફીકકે ચેહરે માથું પાછળ નાંખી એક ખુણામાં પડી રહી, અને તે જોતાં પોતાનાં પરણ્યાં સુખમાં ચાલુ ખલલ કરનાર તે "કમજાત બચ્ચાં" પર લોર્ડ લીસ્તરને હદ વનાનો કેહર ઉપજયો.

"ગ્લેડીઝ," તે સાંહજે તે ઉમરાવે તેણીને કાંઇક કંટાળાથી પુછ્યું, "તું શું મારાં ઘરમાં પુરતી સુખી નથી? પૈસાટકા, દરદાગીના, કપડાંચપડાં એ બધું તારા પાસ જોઇએ તે કરતાં બીસ્યાર છે, બધી આગેવાન સોસાયટી તને ચાહેછે અને માન આપેછે, અને હું પોતે તારાપર મરી ફીટું છું, અને તોબી, કહે મને કે, તું શું પુરતી સુખી નથી?"

તેણી તેના પાસથી હટી ગઇ. તે કેમ તેને કહે કે પોતાનાં બચ્ચાંનો વિયોગ તે બીમારી માટે મોહતથી બી જવાબદાર હતો?

તે કેમ કહી શકે કે તે કમનસીબ વિયોગ તેણીને કદી બી સંપુર્ણ રીતે સુખી થવા દઇ શકનારજ ન હતો?

"કેમ જવાબ દેતી નથી?" તે ઉમરાવે પાછું પુછ્યું.

"હું શું જવાબ દેઉં, ફીલીપ?" તેણીએ શોકાતુર કહયું. "મારા જેવી એક મુફલીસને તમોએ આવી ઉંચી પાયરીએ ચઢાવી, અને તમો મને આટલી જાનફેસાંનીથી ચાહો છો તે અલબત મને સંતોષી થવાને ઘણું કારણ છે."

તે એ જવાબથી રાજી થયલો જણાયો, પણ તે જોઇ શકયો નહીં કે તે બબળાનાં જીગરની એક ઉંડી ઉદાસી તેના ગેરકાયદે જુલમાત સામે ફરયાદની હાય ઉઠાવતી હતી. તેણી કેહવા ચાહતી હતી કે તેનાં વાહલાં બચ્ચાંની ગેરહાજરીમાં તે કદી પણ સુખી થઇ શકવાની ન હતી; પણ તે કહેવામાં સારજ શો? નવેસર તે કહેવાથી એક કજીયો બરપા થયા વગર બીજું એક પણ પરીણામ તેણીએ જોયું કે આવનાર ન હતું—અને ત્યારે તે દાનાઇથી ચુપજ રહી.

'અરે, એવણ કેમ માની શકયા હશે કે હું મારૂં જીગર ચીરીને મારાં અંતકરણનેજ બાહેર ફેંકી દઇ શકશ? હું આ સુખનાં સુનાનાં મુલે માહરા વ્હાલા લીઓને વેચી નાખશ એમ એવણ ધારીજ કેમ શકયા હશે?' તેણી દુખ્યારા હાલે મનથી દરયાફ્ત કરતી હતી.

તે ફીલીપને ખરાં દીલનાં વ્હાલથી ચાહતી હતી. તે તેને ચાહીનેજ પરણી આવી હતી, અને સત મનસનીની એક ઉંડી વફાદારી ને ફીદાગીરીથી તેણી એ પોતાના પરણ્યા ખાવીંદને તેવાંજ સાચ્ચાં વ્હાલથી ચાહતી હતી;—અફસોસ કે એ વ્હાલનાં સુખને સંપુર્ણ બનાવા તેનો વ્હાલો બેટો લીઓ તેણીની ગોદમાં નહીં હતો!

---

## પ્રકરણ ૮ મું.

લંડનની "સીઝન" આખર થતાં તેઓ મેહેલમાં પાછાં ફર્યાં.

એ વેલાએ રેનવૉલ્ડમાં એક નવી પકરોણી આવી હતી. તે મીસ રોઝ મોરટીમર હતી. એ મીસ રોઝ મોરટીમર લોર્ડ લીસ્ટરની એક પીત્રાઇની બેટી થતી હતી.

તે પીત્રાઇ માતા પોતાની બેટી માટે થોડુંક ધન પાછલ મુકી મરી ગઇ હતી, અને મરતી વેલાએ લોર્ડ લીસ્ટરને તેણીનો વાલી અને સુરબી થવા વિનંતી કરી ગઇ હતી. એ ઉપરથી ફીલીપે તે બચ્ચાંને એક ખાસ ગવરનેસ રાખી તેણીની સંભાલ હેઠલ "રેનવૉલ્ડ" ખાતે ઉછેરવાનું નક્કી કર્યું હતું, અને તેથી તેણીને તેણે હવે અત્રે બોલાવી લીધી હતી.

તે એક ચાર વરસની નાહની બાળકી હતી. વળી અત્રે કેહવું ઘટે કે એ બાળકને ખાસકરીને અત્રેજ બોલાવી લેવામાં ફીલીપની એક બીજી પણ મકસદ હતી. તે ધારતો હતો કે તે મેહલમાં લીઓની ઉંમરનાં એવાં એક બચ્ચાંનું હોવું ગ્લેડીઝના સ્વભાવ પ્રમાણે તેણીને રાજી કર્યા વિના રેહશે નહીં. એ બચ્ચાંથી તેણીનું મન વેરાશે, તે પાછી ઉલટમંદ થશે, અને છેલ્લે અંતે લીઓને ભુલી પણ જશે.

અને પહેલી હરોલમાં થયું પણ તેમજ. ભલી ગ્લેડીઝને પોતાના ભરથારનો એ વિચાર ઘણો ગમ્યો. એ બચ્ચાંની વેઠ તેણી માટે મોજ થઇ પડી, અને પોતાના દુખી વિચારોથી બચી નાહાસવા તેણીએ એ જંજાલ મોટી ખુશીથી મંજુર કરી; પણ જ્યારે એ નવી જંજાલ પાછી જુની થવા પામી ત્યારે તેણીનું જીગર તેની અસલ તલબગારીમાં એકદમ પાછું તણાઇ ગયું, અને તેટલુંજ દર્દમંદ થયું. જો તેનો ફીલીપ આ કોઇ ત્રાહિત બચ્ચાં પર એટલું હેત બતાવી શકતો હતો તો તેણીનાં પોતાનાં બચ્ચાંને માટેનાં હેતથી તેણીને એમ જોરજુલમથી અલગ રાખવા તેને હકજ શો હતો ? ઓ, તેના લીઓ જોડે એક અરધોજ કલાક પાછો ગુજારવા તે પોતાનું આ શ્રીમંત સર્વસ્વ આપી દેવા હજારો ખુશીથી ખુશી થાય એમ હતું;—અફસોસ કે એ તેણીની એકજ માનીતી મરજી સદા નામંજુર રેહતી આવી હતી ! તે તો જાંણે પોતાની ગમે એવી ગફલત યા ગેરસમજુતનાં પરીણામમાં પોતાનું અંતઃકરણ તુચ્છ પૈસા બદલ વેચીસાટી પરવારી ગઇ હતી !

એ પછીની ક્રીસમસ પર અર્લ લીસ્ટરને પોતાને ત્યાં એક વારસ બેટાનો સુભાગ્ય જન્મ થવાથી તે વરબૈયરનાં મોંહ ખુશીમાં હસતાં થયાં. ગ્લેડીઝને પોતાને પુત્ર થવાથી તે હવે સંતોષી ને સુખમાં રહેશે એમ લોર્ડ લીસ્ટર ભરોસાથી માનતો હતો. ગ્લેડીઝનો, એમ

છતાં, પોતાનો વિચાર અને ઉમેદ વળી જુદાંજ હતાં. તે તો લોર્ડ લીસ્ટરને પોતાને તેના આ વારસ બેટા પર હેત આવતું જોઈ મનમાં ધારી બેઠી હતી કે પેહલી તકેજ જણેતાં બચ્ચાંઓ માટેનાં માબાપનાં વ્હાલની તેણે તકરાર ઉઠાવવી, અને આ નવાં બચ્ચાં માટેનાં તેનાં બાપીકાં હેતની પુરવારી આપી પોતાનાં વ્હાલાં ફરજંદ લીઓને પાછો મેલાવાની તે માનીતી તલબગારી એક વાર ફરી રજુ કરવી. તે આજ વેર ના કહી રહયો હતો, પણ એક બાપીકાં હેતનો જાતી અભ્યાસ થયા પછી તે આ નવેસરથી રજુ થયલી કાકલુદીના જવાબમાં હવે કેમ ના કહી શકનાર હતો ?

તેણીએ બાજી સમાલીને કામ કીધું. લોર્ડ લીસ્ટર મોટા ખુશ મિજાજ સાથે પોતાના બાળક બેટાને રમાડવા તેણીના ઓરડામાં આવ્યો. તે તકનો તેણીએ લાભ લીધો. "તમને એના પર હેત આવેછ વારૂ, વ્હાલા ફીલીપ ?" તેણીએ નરમાસથી પુછ્યું.

"અલબત હેત આવેછ, ગ્લેડીઝ; પોતાનાં બચ્ચાંપર હેત કેમ નહીં આવે ?" તેણે ગઈગુજરી ભુલી જઈ ભોલાપણાંમાં ભુલભરયો જવાબ આપ્યો.

"તમો કોઈ બી કારણે હવે એને ખોહી બેસવા રાજી થાવો નહીં ?" તેણીએ વળી તરતજ પુછ્યું.

ફીલીપે હવે પોતાની ભુલ જોઇ.

ગ્લેડીઝના એ ઉપરાસાપરી સવાલોનો ભાવાર્થ હવે તે ઝટ પામી ગયો, અને તેથી ઘણી સંભાળથી જવાબ દેતાં બોલ્યો, "તુંને ખોહી બેસવાનાં દુખ બદલ એને અને આખી દુન્યાના ખજાનાને ખોહી બેસવાનું હું દુખ નહીં પણ સુખ જાણુશ; મગર હવે તો તું સુખી છેની, ગ્લેડીઝ ?" તેણે ઉતાવલમાં વાત ફેરવવાની મતલબથી પુછ્યું; "તારાં પોતાનાં ફરજંદનાં સુખમાં હવે તો તું પુરતી સુખી છેની ?"

ગ્લેડીઝે ધીમે સાદે "હા" કહ્યું.

તે ઉમરાવની એ વાતચીત કરવાની રીતભાત સ્પષ્ટ સહમજાવતી હતી કે તે લીઓ સંબંધી કશું પણ સાંભળવા ખુશી ન હતો, અને ત્યારે તે એક છુપી પણ સરદ હાય મારી દાનાઇથી ચુપ રહી.

હવે રેનૉલ્ડ મહેલમાં વારસ બેટાનો જન્મ થવાથી મોટી ધાંગસો

ચાલુ થઇ. લોર્ડ લીસ્ટરે એ ધીંગસો પછવાડે હજારો રૂપ્યા ખરચી નાખ્યા, અને ત્યારે નિરધનતાની કંગાલયતમાં જન્મેલા અને આ પૈસાટકાનાં સુખ બદલ વેચાઈ ગયલા લીઓની યાદ કરતી તે માતા લોહીનાં આંસુ રડતી !

તે આ પોતાનાં નવાં દુધમળ બકલ્યાંને ન ચાહતી હતી એમ કંઇ ન હતું, પણ લીઓ તેને વિશેષ વ્હાલો લાગતો હતો એ તો ખરૂં.

લીઓ એક વાર તેણીનું સર્વસ્વ હતું. તે તેણીના હાથમાં ઉછરેલો, પ્યારમાં રમેલો અને ગોદમાં સુતેલો હતો. તેણીએ તેને ધવાડેલો, રમાડેલો, જમાડેલો હતો. તે બચ્ચાંની માવજતમાં ગરીબાઈની કંગાલયત વચ્ચે તેણીનો આખો દીવસ ક્યાં ઢળી જતો હતો તે પણ તેણીને માલમ પડયું હતું નહીં. આ નવું બચ્ચું તો કરોડોની દોલત વચ્ચે અને તે દોલતની છતર છાંયાનાં સુખ વચ્ચે એક સુભાગ્ય જન્મ પામ્યું હતું; તેને માંથે તો એક મોહબતવંતા બાપનો બી શીરછત્ર સાહ્યો હતો, કે જ્યારે લીઓ તો તેણીનો એકલાનોજ હતો. તેને માટેના તેના પ્યારમાં કોઇ ભાગીદાર હરીફ ન હતો. તેજ તેણીનો સઘળો ખજાણો હતો અને તેનાંજ સુખમાં તે સુખી હતી—તેનેજ માટે તે જીવતી હતી ! આ બાળકના બાબમાં તેમ ક્યાં હતું ? તેને માટે તો કેળવાયલી નર્સો રહેલી હતી, અને આયા દાયાના એક આખા રસાલાના સબબે તે તેણીને ફાલે તો ઘણોજ થોડો આવતો હતો. હયાં તો બધું કાયદાથી કામ લેવાતું હતું. એ બાળક તો તેની માતાની ગોદમાં સુઇ પણ શકતું ન હતું ! એ માનવંત લેડીશીપના ઓરડામાં મોઢે ચઢીને તે બચ્ચાંને બોલાવવામાં આવે ત્યાં સુધી તેને ત્યાં લાવવાનો ધારો ન હતો. તેને ઉછેરનાર, તેને સમાલનાર સઘળા ત્રાહીત હાથો હતા.

તે રેનવૉલ્ડ મહેલના વારસના જન્મથી જે એક જણનું કાલજું બળીને બેપડ થઇ ગયું તે પેલો જવાંન આલબર્ટ હતો. તે અત્યાર સુધી ગ્લેડીઝનો શત્રુ હતો, પણ હવે તો તે ઉપલા સબબથી તેણીનો કટ્ટો ને વેરસી સુદઇ થયો. તે તેને પોતાની ધાટકી નાઉમેદીના સબબથી પોતાનાં જીગરમાં કશીજ માફી બક્ષી શકયો નહીં. તે વારસનો જન્મ થવાથી તે બીચારો અધ્ધર લટકી ગયો અને પોતે જનમનો રખડી પડયો. સર્વની ખુશાલીમાં તે જરા એ ભાગ લઇ શકયો

નહીં, કેમકે જે સર્વનાં સુખનું કારણ હતું તેજ એને માટે તો એક મોટાંમાંમોટાં દુખનું મુળ થઇ પડયું !

હવે, તેથી, ગ્લેડીઝે કરેલા એ ગંભીર બીગાડ માટે તેણીપર કીનો લેવા તે ખુંનખાર ને તલબગાર થઇ રહયો, મગર હજુ સુધી તે કીનો લઇ શકે એવું કોઇ હથિયાર તેને હાથ આવી શકયું ન હતું. બાહેરથી તો તે નમાનો, કહયાગરો અને તાબેદાર હતો; ભીત્તરેજ તે એક દોજખી શત્રુ અને વેરસી મુદ્દઇ હતો.

જ્યારે તે બચ્ચું ત્રણ મહીનાનું થયું ત્યારે તેની "ક્રિસચનીંગ" ક્રિયાની ધામધુમથી રેનવૉલ્ડનો મોટો મહેલ ધમધમી રહ્યો. લૉર્ડ લીસ્ટરે મોટો હાથ કાઢયો હતો, અને ખાણીપીણી ને રંગરાગનો સુમાર ન હતો—એટલો તે અર્લ પોતાનાં બચ્ચાં પર કુરબાંન થઇ ગયો હતો! એમ છતાં એ બધી ખુશાલીમાં એક ચેહરો હજી શોકાતુર હતો.

તે સુંદર ગ્લેડીઝનો હતો. તે પોતાનાં મનથી એક પળ પણ લીઓને વિસારી શકતી ન હતી. પોતાને થયલી આ નવાં બચ્ચાંની નવાજેશ છતાં, અને તે બચ્ચાં માટે તેણીને રોજબરોજ બરપા થતાં વધતાં વ્હાલ છતાં તે પોતાના વ્હાલા બેટા લીઓને ફકત એકજ નજરે ફકત એકજ વાર જોવાને ભારે આરજુમંદ થઇ રહી હતી!

તે તાજુબ થતી હતી કે ફીલીપ જેમ લીઓને માટે અદેખો પડયો હતો તેમ આ નવાં ફુલ બચ્ચાંને માટે પણ અદેખો પડશે કે નહીં! એક વખત ફીલીપે તે બેટાને રમાડતાં ખેલાવતાં લાવીને તેણીના ખોલામાં મેલ્યો, અને તેને હેતથી એક બી ચુમી ગ્લેડીઝે નહીં કરી તે જોઇને તેણે કંઇક ઠપકાથી કહયું, "એને એક કીસ તો કર—તુંને શું થયું છ, ગ્લેડીઝ ?"

"હું જાણું કે તે તમને નહીં ગમશે; હું કોઇ પર પણ હેત કરૂં તે તમોને તો નથી ગમતું કેની ?"

"પણ આએ તો આપણું પોતાનું બચ્ચું છે! હું મારાંજ બચ્ચાંને માટે અદેખો કેમ થઇ શકું ?"

"હા, હું ભુલી," તેણીએ શાંતપણે કહ્યું; "તમો તમારાં બચ્ચાંને માટે અદેખા નથી પડવાના—તમે તો **મારાં** બચ્ચાંને માટે અદેખા પડવાના!"

લોર્ડ લીસ્ટર આ સાંભળીને ગુસ્સે થયો, પણ વિશેષ કાંઇ બી બોલ્યા યા કહ્યા વના પીઠ ફેરવી ચુપચુપ ત્યાંથી ચાલતો થયો.

---

## પ્રકરણ ૯ મું.

તે વારસ બેરો આબાદીભર્યો ઉધરવા લાગ્યો. એ એક કમનસીબી હતી કે તે લીઓના જેવોજ દેખાતો હતો, પણ એ વાત અજાએબીભરેલી હોવા છતાં તદન ખરી હતી. ગ્લેડીઝનાં જેવાંજ ભવાં, ગ્લેડીઝનીજ આંખો ! તેજ ચેહરો ને તેજ રૂપરંગ એ બંને બાળકોમાં એક સરખાં જોઇ શકાય એમ હતું.

એ નવાં બાળકનું નામ "વીલી" રાખવામાં આવ્યું હતું, અને જ્યારે લેડી લીસ્ટર તેને જોતી ત્યારે તેણીના લીઓની યાદ બેવડાં અને ચોવડાં જોસથી તેણીનાં ભેજાંપર દબાણ કરતી—તે એટલે સુધી કે જ્યારે વીલી બે વરસનો થયો (અને એજ ઉંમરે લીઓને ચોરી જવામાં આવ્યો હતો) ત્યારે એ સુખભર્યા મુકાબલાનું દુખ દુખી ગ્લેડીઝને માટે બેવડું કકલાતભર્યું અને કેવળ અસહ્ય થઈ પડયું.

વીલીનો અવાજ પણ લીઓને મલતોજ આવતો હતો, અને તે જ્યારે "મમા !" પુકારતો તેણીના હાથમાં ધસી આવતો ત્યારે તેનાં નાધલાં ફુલ જેવાં નાજુક પગલાંનો કાનને ખુશ લાગતો ખખડાટ, તેનું રૂપાંના ખખડાટ જેવું હસવું, તેના પ્યારા નાહના હાથોની તાલી, તેની મીઠી પટપટ—એ સઘળું તેને લીઓની યાદ એટલાં બળવાન જોશથી આપતું કે "સફેદ ચકી" આગળનાં તેણીનાં નિર્ધન ઝુપડાંની જીંદગીને મુકાબ્લે આ શ્રીમંત જીંદગીનું સુખ એક મોટી મજાક બલ્કે કરડા શ્રાપ જેવું તેણીને લાગતું હતું ! જ્યારે વીલી સાથે સૌ હેતથી હસતાં અને તેને હસાવતાં હતાં, જ્યારે તે બચ્ચાં પર અત્તર છાંટા કરવામાં આવતી હતી, અને જ્યારે સર્વ કોઇ તેના પર વ્હાલથી વીહલાં પડતાં હતાં ત્યારે અફસોસ—તેણીનો કમનસીબ લીઓ બિચારો ક્યાં હતો ? અલબત, એવું તો તે ભરોસાથી માનતી હતી કે લૉર્ડ લીસ્ટરે પોતાના પૈસાના જોરે તે બચ્ચાંને જ્યાં બી હોય ત્યાં પુરતાં સુખમાં રાખવાની કાલજી કરી હશે, પણ અરે, એમ છતાં એક માની સંભા-

ળથી અને માનાં હેતથી તેને કોણ ઉછેરતું હશે ! કોણ તેને પ્યારથી પસ્વારી પોઢાડતું હશે ? કોણ તેના પ્યારા હાથો પોતાના હાથોમાં લઇને બંદગીના પવિત્ર કલામો તેને ભણાવતું યા શીખવતું હશે ? રાત્રે તે બીમાર યા બીયેલો ઉઠે ત્યારે કોણ કાલજીથી તેના પર વાંકું વલતું હશે ! ઓ, એ બધા ધાટકી વિચારો તેણીને ઘેલી કરવા બસ હતા, અને તે ફર્યાદની એક પ્રગટ ચીસ સાથે કકલાતથી ખુદા પાસ માંગતી કે યા તો તેને તેનો લીઓ પાછો મલે, અથવા તો તેણીની આ રીબતી જીંદગીનો છેડો આવી જાય !

હવે એ દુખની અગન અને સંતાપનો તાપ નહીં સહન થઇ શકે એવું તેને જણાયું, અને તેથી તે જો પોતાના ભરથારને તેની મીનતજારી બાહલ રાખવા મનાવી નહીં શકતી હતી, તો હવે પોતેજ તે ખોઇવાયલા ખજાંણાની ભાલ કાઢવાનું તેણીએ અચપુચ અને એકદમ પોતાનાં મનથી નક્કી કર્યું. ખચીત, તેને આજ વેર એ ખ્યાલ નહીં થઇ શકયો તે પોતાની કમઅક્કલ માટે તે પોતેજ પોતાનાં મનથી હેરત રહી. તેને તેના વરનું એટલું ઓસ્પાલું કરયા કરવાને શું કારણ હતું ? તે જો જરૂરજોગો ખુલાસો આપવા એટલી બલતવારીથી નાજ પાડતો હતો તો હવે એ જુસ્તેજોના સંબંધમાં પોતેજ ઉલટથી કામ લેવાનું તેણીનું પોતાનું કામ હતું. તેણીને લાગ્યું કે તેણીના વરનાં અગત્યનાં કરકાગળો તથા દસ્તાવેજો વચ્ચે એક બી કાપલી કે કુપોં એવી યાદીની હોવીજ જોઇએ, કે જેથી તે બાળકને કયાં મોકળવામાં આવ્યું હતું તે વાતનો ખુલાસો મલી શકે. તેણે એ બાળકના નિર્વાહ માટે ચૅક ભરી આપ્યો હશે તેની રસીદ યા યાદી તો તેનાં કાગળ્યાંઓમાં હોવી જોઇયે ?

કાગળ્યાંઓ અને દસ્તાવેજો ખોલવામાં તે પોતાના ભરથારનો અપરાધ કરતી હતી એમ તો તેણીને લાગતુંજ ન હતું. તે પોતાની માનીતી મુરાદમાં ઉલટમંદ બની એટલી ઉસ્કેરાયલી રહેતી હતી કે તે એક ખોટું કામ કરતી હતી એમ જાણવા કે માનવાનું તેણીને ભાંનજ ન રહ્યું !

લોર્ડ લીસ્ટરનાં સઘળાં કરકાગળ્યાં અને અગતના દસ્તાવેજો "લાયબ્રેરી" માં રાખવામાં આવતા હતા જેની તેને ખબર હતી, અને હાલમાં સારાં નસીબે તેનો સેક્રેટરી મી૦ દનમોર પણ રજા પર

મ્યો હતો. વળી તેણીને ખબર હતી કે લાયબ્રેરીમાંનાં કબાટખાન અને ઓજારીઓની કુંચીઓ ત્યાં ને ત્યાં બેદાદ કીસમે રખડતી નાંખેલામાં આવતી હતી, અને તેથી લોર્ડ લીસ્ટર ઘરમાં ન હોય તેને લાગ લઇ એક દિવસ એ કરકાગળ્યાંઓની જુસ્તેજો કરવા તે પોતાન મન સાથે એકમત થઇ.

જો તેને એવી કશી પણ બાબ મળે તો ગમે એ જોખમે તેણીનો લીઓ જ્યાં પણ હોય ત્યાં જઇને તેને મળવા તેણીએ મુસ્તકીમ ઠરાવ કર્યો, અને એમ કરતાં જો એ તેણીનું આચરણ તેણીન ખાવંદને ખફા કરનાર થઇ પડે તો તેની ઇતરાજી હરી લઇને ગમે તે સજાને પાત્ર થવા પણ તે ખુશીથી તૈયાર થઇ. ગમે તે થાય, પણ યા તો પોતાના ગુમ થયલા બેટાને રૂબરૂ મળવું, અથવા તો એ જેહમતમાં જાનથી મરવું એવોજ તે શોકી માતાનો પક્કો ઇરાદો થઇ પડ્યો.

તેણીને તે કરકાગળ્યાં જોઇ વલવાની જોઇયે એવી તક કેટલાક દિવસો સુધી એક પણ મળી નહીં, કેમકે ફીલીપ કેટલાક કલાકો સુધી ઘરમાંથી ગેરહાજર થાય એવો એકે પ્રસંગ કમનસીબે થયો નહીં. એમ કરતાં એક દિવસ તે પોતાની મોહરદાર પાસે આવ્યો અને કહ્યું, "મને એક મારાં જરૂરનાં કામે 'હીલસ્ટોન' જવું છે, ગ્રેડીઝ; તું મારી સાથે આવશે? આપણે સાંહજે ઘેર પાછાં ફરીશું."

તેણીનું હૃદય જોસથી ધડકવા લાગ્યું. એક સોના મોહર જેવી ઉમદા તક તે કરકાગળ્યાંઓની જોઇતી જોસ્તેજો કરવા તેને હાથ નહીં ધારેલી આવવા પામતી હતી! તેણીએ, એમ છતાં, પોતાની ઉલટને બન્યું એટલો સાદાઇનો દેખાવ કરીને સમાલી અને છુપાવી, અને પછી નાદરૂસ્ત તબિયતનું બાહનું આપીને તેનો ઉપકાર માની, પોતે ના કહી, તેને વિદાય કર્યો. એક ઘડી—અને તે ચાલ્યો ગયો.

તે ઉલટમંદ તે પછી અરધે કલાકે લાયબ્રેરી ભણી ગઇ, પણ તે માટેની તેની સઘળી હીમ્મત ને ઠરાવ છતાં તે અયોગ્ય કારજ હવે તેણીએ જોયું કે તેના જેવી એકને શોભતું ન હતું. તેના ખાવીંદનાં ખાનગી કરકાગળ્યાં ખોલવાનું કામ એક ચોરનાં કામથી કોઇ કીસમે જુદું ન હતું. તે તેની રજા કે જાણપીછાંણ વગર એમ કરવા ચાહતી હતી અને તે એક પાપ હતું, માટે ગ્રેડીઝ એ નાપસંદ ફરજનાં

ળથી અને માના હેતથી તેને કોણ ઉછેરતું હશે ! કોણ તેને પ્યારથી પસ્વારી પોઢાડતું હશે ? કોણ તેના પ્યારા હાથો પોતાના હાથોમાં લઇને ખંદગીના પવિત્ર કલામો તેને ભણાવતું યા શીખવતું હશે ? રાત્રે તે બીમાર યા બીધેલો ઉઠે ત્યારે કોણ કાલજીથી તેના પર વાંકું વલતું હશે ? ઓ, એ બધા ધાટકી વિચારો તેણીને ઘેલી કરવા બસ હતા, અને તે ફર્યાદની એક પ્રગટ ચીસ સાથે કકલાતથી ખુદા પાસ માંગતી કે યા તો તેને તેનો લીઓ પાછો મલે, અથવા તો તેણીની આ રીબતી જીંદગીનો છેડો આવી જાય !

હવે એ દુખની અગન અને સંતાપનો તાપ નહીં સહન થઇ શકે એવું તેને જણાયું, અને તેથી તે જો પોતાના ભરથારને તેની મીનતજારી બાહલ રાખવા મનાવી નહીં શકતી હતી, તો હવે પોતેજ તે ખોહવાયલા ખજાંણાની ભાલ કાઢવાનું તેણીએ અચણુચ અને એકદમ પોતાનાં મનથી નક્કી કર્યું. ખચીત, તેને આજ વેર એ ખ્યાલ નહીં થઇ શકયો તે પોતાની કમઅક્કલ માટે તે પોતેજ પોતાનાં મનથી હેરત રહી. તેને તેના વરનું એટલું ઓસ્પાલું કરયા કરવાને શું કારણ હતું ? તે જો જરૂરજોગો ખુલાસો આપવા એટલી બલતવારીથી નાજ પાડતો હતો તો હવે એ જુસ્તેજોના સંબંધમાં પોતેજ ઉલટથી કામ લેવાનું તેણીનું પોતાનું કામ હતું. તેણીને લાગ્યું કે તેણીના વરનાં અગત્યનાં કરકાગળો તથા દસ્તાવેજો વચ્ચે એક બી કાપલી કે કુપોં એવી યાદીની હોવીજ જોઇએ, કે જેથી તે બાળકને કયાં મોકળવામાં આવ્યું હતું તે વાતનો ખુલાસો મલી શકે. તેણે એ બાળકના નિર્વાહ માટે ચૅક ભરી આપ્યો હશે તેની રસીદ યા યાદી તો તેનાં કાગળ્યાંઓમાં હોવી જોઇયે ?

કાગળ્યાંઓ અને દસ્તાવેજો ખોલવામાં તે પોતાના ભરથારનો અપરાધ કરતી હતી એમ તો તેણીને લાગતુંજ ન હતું. તે પોતાની માનીતી મુરાદમાં ઉલટમંદ બની એટલી ઉશ્કેરાયલી રહેતી હતી કે તે એક ખોટું કામ કરતી હતી એમ જાણવા કે માનવાનું તેણીને ભાંનજ ન રહ્યું !

લોર્ડ લીસ્ટરનાં સઘળાં કરકાગળ્યાં અને અગતના દસ્તાવેજો "લાયબ્રેરી" માં રાખવામાં આવતા હતા જેની તેને ખબર હતી, અને હાલમાં સારાં નસીબે તેનો સેક્રેટરી મી૦ દનમોર પણ રજા પર

ગયો હતો, વળી તેણીને ખબર હતી કે લાયબ્રેરીમાંનાં કબાટખાનાં અને ત્રીજોરીઓની કુંચીઓ ત્યાં ને ત્યાં બેદાદ કીસમે રખડતી નાંખવામાં આવતી હતી, અને તેથી લોર્ડ લીસ્ટર ઘરમાં ન હોય તેનો લાભ લઇ એક દિવસ એ કરકાગળ્યાંઓની જુસ્તેજો કરવા તે પોતાનાં મન સાથ એકમત થઇ.

જો તેને એવી કશી બી ભાલ મળે તો ગમે એ જોખમે તેણીનો લીઓ જયાં બી હોય ત્યાં જઇને તેને મલવા તેણીએ મુસ્તકીમ ઠરાવ કર્યો, અને એમ કરતાં જો એ તેણીનું આચરણ તેણીના ખાવંદને ખફા કરનારૂં થઇ પડે તો તેની ઇતરાજી હરી લઇને ગમે તે સજાને પાત્ર થવા પણ તે ખુશીથી તૈયાર થઇ. ગમે તે થાય, પણ યા તો પોતાના ગુમ થયલા બેટાને રૂબરૂ મલવું, અથવા તો એ જેહમતમાં જાનથી મરવું એવોજ તે મીઠી માતાનો પક્કો ઇરાદો થઇ પડયો.

તેણીને તે કરકાગળ્યાં જોઇ વલવાની જોઈયે એવી તક કેટલાક દિવસો સુધી એક પણ મલી નહીં, કેમકે ફીલીપ કેટલાક કલાકો સુધી ઘરમાંથી ગેરહાજર થાય એવો એકે પ્રસંગ કમનસીબે થયો નહીં. એમ કરતાં એક દિવસ તે પોતાની મોહરસ્કાર પાસે આવ્યો અને કહ્યું, "મને એક મારાં જરૂરનાં કામે 'હીલસ્ટોન' જવું છે, ગ્લેડીઝ; તું મારી સાથે આવશે ? આપણે સાંહજે ઘેર પાછાં ફરીશું."

તેણીનું હૃદય જોસથી ધડકવા લાગ્યું. એક સોના મોહર જેવી ઉમદા તક તે કરકાગળ્યાંઓની જોઇતી જોસ્તેજો કરવા તેને હાથ નહીં ધારેલી આવવા પાંમતી હતી! તેણીએ, એમ છતાં, પોતાની ઉલટને બન્યું એટલો સાદાઇનો દેખાવ કરીને સમાલી અને છુપાવી, અને પછી નાદરૂસ્ત તબિયતનું બાહણું આપીને તેનો ઉપકાર માની, પોતે ના કહી, તેને વિદાય કર્યો. એક બકી—અને તે ચાલ્યો ગયો.

તે ઉલટમંદ તે પછી અરધે કલાકે લાયબ્રેરી ભણી ગઇ, પણ તે માટેની તેની સઘળી હીમ્મત ને ઠરાવ છતાં તે અયોગ્ય કારજ હવે તેણીએ જોયું કે તેના જેવી એકને શોભતું ન હતું. તેના ખાવીંદનાં ખાનગી કરકાગળ્યાં ખોલવાનું કામ એક ચોરનાં કામથી કોઇ કીસમે જુદું ન હતું. તે તેની રજા કે જાણપીછાંણ વગર એમ કરવા ચાહતી હતી અને તે એક પાપ હતું, માટે ગ્લેડીઝ એ નાપસંદ ફરજનાં

અધટીટપણાં માટે પોતાનો મનથી લજવાયા અને કમકમયા વગર રહી શકી નહીં; પણ તેના વાહલા લીઓના સંબંધમાં તેના ભરથારનો જુલમાત બી તેટલોજ અધટીત હતો તે તેણે યાદ કર્યું, અને લીઓની દુઃખી ચીસો તેના કાનમાં વાગ્યા કરતી હવે જાણે અતરેથી હીમ્મત હારી પાછી નહીં હઠવા તેને પાછી અને પાછી વિણવતી હતી!

તે ઓરડામાં કોઇ નહીં હતું. સઘળું શાંત, ચુપ, એકાંત હતું. ચાવીઓ બેદાદ કીસમે બાજુમાંની એક ન્હાની ટેબલપરની એક મોટી ચોપડી ઉપર પડેલી હતી.

તે મેહલમાં પોતે એકલીજ હોવાનું તે મનથી માનતી અને ધારતી હતી. તે સમજતી હતી કે તેની આ શોધખોલમાં તેને હરકત કરનાર, રોકનાર કે જોનાર તેનાં સારાં નસીબે કોઇ ન હતું; તેના છુપા શત્રુ લુચ્છા ઑલબર્ટની તો તેને યાદ થઇજ નહીં! તે ઘરમાંજ હતો ને કેઠે ગયોજ ન હતો એ વાત તે સદંતર ભુલીજ ગઇ.

તેણીએ તે ચાવીઓ લીધી, અને એક પછી એક તે કબટ ખાનાં ખોલીને તે અર્લનાં ખાંનગી કાગળો અને દસતાવેજો ધ્યાંનથી તપાસવા પડી. તેણે દરેક ઓચરચું ઘણી બારીકીથી જોયું, પણ એવી કોઇ નોંધ—એવી એક બી યાદી તેને કેહેથી મળી આવી નહીં કે જે તેનો લીઓ ક્યાં હતો તે વિશે કાંઇ બી જાંણવાજોગ અજવાળું આપી શકે!

ત્યાર પછી તે પોતાના ધણીની ડૅસ્ક આગળ ગઇ. તે ડેસ્કને પણ ઘણાં ખાનાં ને ચોરવકોરા હતા. તે તેણે એક પછી એક ખુલ્યાં અને તે માહેલાં કરકાગળ્યાં તપાસ્યાં, પણ પરીણામ જેતું તેજ થયું, અને ત્યારે નાઉમેદીનાં અસહય દુઃખથી તે સુંદરીની તેજસ્વિ આંખ્યો આંસુઓથી ભરાઇ ગઇ.

એ આંસુઓ વચ્ચેથી હજી તે કાગળ્યાંઓ તપાસતી સુંદર ગ્લેડીઝ પોતાનાં કામમાં એવી ચકચુર ગીરફતાર થઇ કે તે લાયબ્રેરીનું બારણું ઉઘડ્યું તે તેણે જાણ્યું પણ નહીં. છેક તે ઝલઝલ થતી ડૅસ્ક ઉપર કોઇ આસામીનો પાસ થઇ જતો ઓળો પડ્યો ત્યારેજ તેણીએ ચમકીને પાછળ જોયું, અને જોયું તો ઑલબર્ટ તેનાં કામની પાછળ ઉભો રહી નીધાહદારી અને તકેદારી કરતો હતો!

"ઓ, તમે છેઓ કે, લેડી લીસ્ટર ?" તેણે તરત અજાણ્યો દેખાવ કરી કહ્યું. "હું તો એવો બીહીધો ! એ લાયબ્રેરીમાં કોઇને બી દાખલ થવા અને કાગળ્યાંઓ તપાસવા અર્લનો હુકમ નથી, તેથી હું અત્રે ખાનાંઓ ઉઘડવાનો ખખડાત સાંભળીને ઘણો અજબ થયો અને બીધો."

"મેહરબાની," ગ્લેડીઝે ઠંડાઇથી પણ ધીમા ને ધ્રુજતા અવાજે કહ્યું.

તે ચહેરો ફીકકો પડી ગયો હતો. પોતાનાં અયોગ્ય કારજમાં પકડાઇ આવવાની ખ્યાલતથી ગ્લેડીઝ ઘણી ગભરાઇ ગઇ હતી. એ ગભરાત ઠાવકો ઑલબર્ટ પ્રગટ રવેસે જોઇ શકતો હતો, અને પોતાની સુદ્દઇનો કાંટો કાઢવા જોગો આ એક સાબુત અપરાધ હાથ આવી જવા માટે તે હવે મનથી મલકાતો હતો. દીસ્તુંજ હતું કે તે પોતાના ભરથારથી છુપી રવેસે તેનાં કરકાગળ્યાંઓ જોતી હતી.

"તમે અર્લનું વીલ બીલ શોધતાં હશો ?" તે લુચ્છાએ નફટાઇથી કહ્યું—અને હસીને વધાર્યું, "જયારે બૈરાંઓ પોતાના ખાવંદની હરસે તેનાં કરકાગળ્યાંઓ તપાસે ત્યારે ખચ્ચીત તેમનો તેમાં કોઇ એ કીસમનો ભેદ હોવો જોઇએ, નહીં વારૂ ?"

"તમે તમારૂં કામ કરો, ઑલબર્ટ," ગ્લેડીઝે કાંઇક ગુસ્સાથી કહ્યું.

"મારૂં કામ હું સમજુંછ."

"તે તો જેમ તમારી મરજી, પણ હું તો જાણું જે તમોને શું જોઇએછ તે જો તમે મને કહો તો હું તે શોધી આપવા તમોને મદદ કરૂં," તેણે જરા ફ્જેત પડી કહ્યું. "અર્લનો સેક્રેટરી ઘણો ચોક્કસ માણુસ છે, અને મારી ખાત્રી છે કે તમને જે જોઇએ તે મળી આવે તેમજ બધા દસ્તાવેજો ગોઠવેલા હોવા જોઇએ."

"તે બધું મને ખબર છે," ગ્લેડીઝે દમામથી કહયું. "હાલમાં હું પોતેજ અર્લનો સેક્રેટરી છેઉં, અને હું મારૂં કામ જાણુંછ."

ઑલબર્ટ એ સાંભળી તદન ચાંઇ પડી ગયો ! તે નમીને ચાલતો થયો. તે બીહધો કે તેણે કાચ્ચું કાપ્યું હતું. પ્રાઇવેટ સેક્રેટરી રજા પર હતો તે દરમ્યાન ગ્લેડીઝનેજ અર્લે એ કામ સોંપ્યું હોય, ને તેની તેને કશી માહીતી નહીં થવા પામી હોય એ તદન બનવા ને માનવા જોગ હતું, જેથી તે સામો હવે પોતેજ બીહીવા લાગ્યો કે

ગ્રેડીઝને એમ હરકત કરતો જવા માટે રખે તે અર્લ આગળ સાંમી તેનીજ ફરીઆદ કરે !

બીજા હાથ પર તે એકલી પડવા પછી ગ્રેડીઝે તેટલીજ બારીકીથી પોતાનું કામ પાછું આગળ ચલાવ્યું, અને જ્યારે તે આખી લાયબ્રેરી ઘુંડી રહી ત્યારે નાઉમેદીની એક ચીસ સાથે તેણીએ તે કંગાલ કામ ખતમ કર્યું. તેના વાહલા લીઓની ભાળ મળી શકે તેવી એક બી કાપલી કે એક બી યાદી ત્યાંથી મળી આવી નહીં.

તે વધતી નામુરાદ અને વધતી નાસબર બની. તેની ઉંઘ અને ભુખ તેને છોડી ગઇ. એ માનીતી તલબગારીનાં દુઃખમાં તે નખાતી અને સુકાતી ચાલી. તેને લાગ્યું કે આ ધરતી ઉપર એક માતાના પ્યાર જેવો શ્રેષ્ટ પ્યાર અને એક માતાના પ્યારનાં સુખ જેવું સર્વોતમ સુખ બીજું એક બી થઇ શકે એમ હતુંજ નહી !

---

## પ્રકરણ ૧૦ મું.

હવે આપણે કમભાગ્ય લીઓ તરફ નજર ફેરવશું. તે માતાનો પ્યાર, તે માતાનું સુખ, તે માતાની મોજનું અવલ સાંધણ પોતે કયાં હતો અને કેવી હાલતમાં હતો ?

લોર્ડ લીસ્ટરની નૈયત નેક હતી. તેણે લીઓ માયાલુ હાથો હસ્તક ઉછરે અને સારી કેળવણી પામી આયંદે સુખી થાય તે માટે પૈસો વેરવામાં કશીજ વાંણુ કરી ન હતી. જે આસામીના હાથ તળે તેણે એ બાળકને સપુર્દ કર્યું હતું તે મીસીસ સ્ટોન નામની એક ઘણી લાયક અબળા હતી. એ મીસીસ સ્ટોનની માતાએ રૅનવૉલ્ડ ખાતે ફીલીપના બાપના વખતમાં ચાલીસ વરસ તક એક " હાઉસ કીપર " ની વફાદારીભરી નોકરી ઘણી નિમકહલાલી ને નામદારીથી કરેલી હતી, અને તેથી તેની દીકરી સુસન ( મીસીસ સ્ટોન ) પર એતબાર મેળવાને લોર્ડ લીસ્ટરને બેશક ઘણું કારણ હતું.

સુસન મી૦ સ્ટોન નામના એક પ્રીન્ટર જોડે પરણેલી હતી, અને તેઓ ગરીબીનાં સુખચેનમાં ઈંગ્લાંડની છેક ઉત્તરે " સ્કેલટન " નામનાં એક દુરનાં ગામડાંમાં રહેલાં હતાં. તેને અને તેના વર મી૦ ચારલસ સ્ટોનને ફીલીપ પોતે મલ્યો હતો, અને લીઓના ગુજારા માટે

તેઓ પોતે પણ તે બાળક મારફતે નીહાલ થઇ જાએ તેવી ગોઠવણ કરી આવ્યો હતો. તેણે તેઓને પાંચ હજાર પાઉંડની એક પાદશાહી રકમનો ચેક ભરી આપ્યો હતો, અને એમ બંદોબસ્તી કરવામાં આવી હતી કે પાંચ ટકાનાં વ્યાજે એ રકમ મેળવામાં આવે, કે જેથી આવતી અઢીસો પાંઉડની વારસીક ઉપજમાંથી એ બચ્ચાંને લગતો તેઓ ખરચ કરી શકે. તેમાંથી સો પાઉંડ તો છોકરાને રાખવા અને ખવાડવાના ખરચના જવાના હતા, અને બાકીના તેનાં કપડાંચપડાં, કેળવણી અને તે વરવહુની મેહનતના અવેજના નક્કી થયા હતા, અને લીઓ એકવીસ વરસનો થાય તે દરમ્યાનમાં તેને કોઇ ધંધાને લાયક બનાવીને તે મુદ્દલ રકમ એકવીસમે વરસે તેને પોતાને સપુર્દ કરી દેવી એવાં લખતપત્રો થયાં હતાં.

એટલું કરીને અર્લ ઘણો સંતોષ માની બેઠો હતો. તે ધારતો હતો કે તેણે પોતાની ફરજ સંપુર્ણ રીતે બજાવી હતી. તેણે કરેલી બંદોબસ્તી પ્રમાણેજ આખર તક સઘળું સમાધાન પાર ઉતરશે એવા વાહીઆત વિચારનો તે એક મુર્ખાઇભરેલો ગાંઠ વાળી બેઠેલો હતો. વચ્ચે નહીં ધારેલા સંજોગ બની આવે અને તે બિચારૂં કમનસીબ બાળ રવડી પડે એવો તો તેને ખ્યાલ કે ખટકો કદી થયોજ નહીં. તેણે વધારામાં ફક્ત એટલુંજ કીધું કે જો તે બચ્ચાંની કજા થાય તો એક કાગળથી મી૦ સ્ટોને તે વાતની તેને ખબર આપવી, પણ તે બચ્ચાંનાં વાલીઓની પોતાની કજા થતાં શું થાય તેનો તેને—તાજુબ કે—ખ્યાલજ થયો નહી!

ચારલ્સ અને સુસન ખરેખર દયાલુ દીલનાં આસામીઓ હતાં. તેઓને તે બચ્ચાં પર ઘણું હેત આવતું હતું. તેઓ કોઇની તારીમારી કરવાવાલાં નહીં હતાં. નિંદાનાં નરખમાંજ જેઓ જીવેછે તેઓ તો અર્લની વરતણુકથી તહરેવાર બુટ્ટાઓ ઉભા કરી શકતે, અને નજીસ અનુમાનોથી દોરવઇ જઇને તહરેવાર તરકતો તૈયાર કરી શકતે; પણ આ ભલાં વરવહુએ તેવું કશુંજ કીધું નહીં. તેઓને પરાઇ પંચાતની પરવાજ નહીં હતી. તેઓએ ચુપચુપ તે બાળકને સ્વાધીન લીધું. તેઓ ફક્ત પોતપોતામાં મત કરીને એજ અનુમાન પર આવ્યાં કે લીઓ અર્લનો પોતાનોજ બેટો હશે. તે હલકે વાંધેની કોઇ અબળા સાથ પરણ્યો હોય અને લીઓ તે લગનનું પરીણામ હોય, કે જ્યારે લીઓની

માતા હવે મરણ પામી હોય જેથી પોતાને બરની સોસાયટીમાં ફરીથી પરણી શકવા અર્લે એ રીતે મોટા ખરચે લીઓને પોતાના રસ્તામાંથી સદાનો દુર કર્યો હોય. એ સિવાય બીજું શું હોય ? અને જ્યારે તેઓએ અર્લનાં લગ્ન થયલાં સાંભળ્યાં ત્યારે પોતાનાં એ અનુમાનો તેમને વધતાં ખરાં પડેલાં લાગ્યાં.

તે બચ્ચાંનું મરણ થાય તે સિવાય માંદગીમાં કે બીજા કોઇ બી કારણથી તે બચ્ચાં સંબંધી કશો બી પત્રવ્યવહાર કરવા કે મલીને અર્લને કંટાળો આપવાની તેણે પોતે તે ભલાં વર બૈયરને સખ્તમાં સખ્ત મના ફરમાવી હતી. ખરી રીતે તો આ મોટાં લાભકારી કંન્ટ્રાક્ટની તે એક અવલ અને આગેવાન શર્ત હતી !

એ શર્ત મી૦ અને મીસીસ સ્ટોને વફાદારીથી પાળી હતી. તેઓએ લૉર્ડ ફીલીપને એ નિરાશ્રીત બાળકના બાબમાં એક બી કાગળ કદી લખ્યો નહીં, બલ્કે તે ઉમરાવના રસ્તામાંથી તે બચ્ચાંની હસ્તીજ આખી ભુસાઇ જાય તેવી નીમકહલાલ સમજુતથી કામ લઇ તેઓએ તે ઉમરાવથી તે બચ્ચાંને સદાનું અલગ કરી નાંખ્યું હતું. તે બિચારાં શું જાણે કે અર્લ તે બાળકની કમભાગ્ય માતાનેજ પરણ્યો હતો, કે જે આ મોટા અકુદરતી જુલ્માત સામે રાત દિવસનું બંડ મચાવી રહી હતી ?

એમ વરસો પર વરસો વહી ગયાં. વખત જતાં કાંઇ વાર લાગે છે ? વેલા પાણીના રેલા મિસાલે વહી જાય છે, ને જેઓ કાંઇ સારૂં કરવાની શકિત છતાં એકાદું નેક કામ કરી લેવાને વેલાસર જાગતાં નથી તેઓ હાથ ઘસતાં રહી જાય છે.

લીઓ મોટો થયો. એ વરસોનાં દરમ્યાનમાં પોતાની વ્હાલી માતાના પ્યારા પડોસથી અચણુચ વિખુટો પડી ગયલો તે અણુસહમજ બાળ ભલી સુસનનાં બાહુતી હેત હેઠલ ઉછરીને મોટો થયો, કે જ્યારે તેની કેળવણી પાછળ પણ ઝાઝી બખીલાઇ કરવામાં આવી નહીં. અલબત, તે કેળવણી હાલહવાલ એટલામાટે હતી કે સ્કેલટન જેવાં એક મુફલીસ ને ન્હાનાં ગામડાંમાં જ્યાં લોકો ભાગ્યેજ પેટ પુરૂં રળી ખાઇ શકતાં હતાં ત્યાં ઉંચ પ્રકારની કેળવણીનાં જોઇએ એવાં સંપુર્ણ સાંધણો કશાં એ ન હતાં; પણ એ કેળવણીના રાહમાં લીઓએ જે

સ્વભાવિક પ્રેરણાની મોટામાંમોટી ઉતકંઠા બતાવી તે એક ચીતારો થવાની હતી. તે બચગીથીજ એ નાદર હોનર તરફ ઉલટથી ખેંચાઇ ગયો. ચાર્લ્સ સ્ટોને અવલ તો થોડુંક તેને ભણાવી તેને પોતાના પ્રીંટરના ધંધામાં નાખી દેવાનું મન કરર્યું, પણ લીઓને તે માટે મોટો અભાવ માલમ પડયો. ચિત્રકળા એજ તેની મોજ અને સર્વસ્વ સિદ્ધ થયું. તે બીજા એક બી હોનર કે ધંધાને માટે ઢબ્બુ પુરવાર થયો. ફકત સાત વરસની ઉમરમાં તો તે કાગળ અને પેનસીલ લઇ પોતાનાં ન્હાનાં નાજુક આંગલાંઓ વડે ચોપડીઓમાંથી ચિત્રોના ઉતારા કરવાનો લોભ રાખતો દેખાયો, અને તેની તે કોશેશો તે આગળ કેવી નામદારી કરી શકે તેનો સહેલથી અભ્યાસ કરાવતી હતી.

એ જોઇને મી૦ સ્ટોને તેની વલાંણુનેજ દાનાઇથી મજબુતી મલવા લીધી. “એ પોરયો કુદરતે આપેલી વલાંણુથી એક ચિતારોજ થવાને જન્મેલો લાગે છે,” તે પોતાની અર્ધાંગનાને કહેતો હતો. “જવા દે, એને એનાં મનની વલાંણુ પ્રમાણેજ કેળવાવા દે. ટુકડો રોટલી તો પ્રાછલી જીંદગીમાં ખોલી ખાશે ? એવા હોનરમંદો ભુખે મરતા નથી.”

એ ઉપરથી સ્કેલટન ખાતે જે એક રડતી સુરત જેવી સ્કુલ આવ આર્ટસ હતી તેમાં તેણે વગ ચલાવીને ટુંક પગારે લીઓને શીખવા મુકયો, અને ત્યાં તે ઉલટમંદ છોકરો મોટી ખંત ને ઉંડા અભ્યાસથી પોતાની એ મોજમાં કેળવાવા લાગ્યો, એવામાં ખુદાનું કરવું તે મી૦ સ્ટોન એક રાત્રે અચબુચ મરણ પામ્યો. તેણે છાતીમાં દુખારો થવાની એકદમ ફરયાદ કરી, અને સુસન કોઇ બી રીતની મદદ કરી શકે તેટલાં તો હાથ પગ ખેંચી તેણે પ્રાણ મેલી દીધો. ડાકટરોએ તેનું મરણ હાર્ટ ડીઝીઝથી થયલું જાહેર કર્યું—જોકે તે એ જીવલેણ બીમારીથી પીડાતો હતો એવું તે મરનારનાં કે તેની બાહેરદારનાં જાંણવામાં એ આગમચ કશુંજ આવ્યું હતું નહીં.

લોકોએ તે ભલા મરનાર માટે મોટો ખેદ જાહેર કર્યો. પ્રીંટર ચાર્લ્સ સ્ટોન એ ન્હાના કસબામાં સારી રીતે જાણીતો હતો. અગતકરીને લીઓના પુનઃપ્રતાપે તેને જે મોટી રકમની આએપતનો મોટો તઠાકો પડી ગયો હતો, ને તે પછી તે જે કાંઇક સો ટકાને

લગતાં સુખચેનથી રહેલો હતો ત્યારથી તે લોકોની જાણ પીછાંણમાં જ્યાદા આવ્યો હતો.

તેની વિધવાએ બી જાણે અવલ તો તે મરનાર જોડે મરવાજ માંગ્યું, પણ પછી એ દુખની યાદદાસ્ત જુની થતાં તે શાંત થઇ એટલુંજ નહીં પણ વળી લોકોની ઘણી અજાયબી ને 'ચટચટ' વચ્ચે તે શાંતપણે રીચર્ડ બ્રે નામના તેના મરનાર ધણીનાં કારખાનના એક જવાંન કામદાર જોડે પરણી ગઇ ! તે એવી સહમજદાર ને ભલી મોહરદાર એટલી ઉતાવલી ને નાદાન કેમ થઇ શકી હશે એજ લોકોની મસ મોટી અજાયબી થઇ પડી, કેમકે બ્રે કોઈ રીતે સારાં માણુસોમાં નામધારી નહીં હતો, ને એક નાલાયક ને કુછંદી આસામી તરીકે વધતો ઓછો જણાયલો હતો. એ એક ભુંડી સરજતનું પરીણામ માત્ર હતું.

રીચર્ડ બ્રે લુચ્ચો હતો. એક વખત મરનાર સ્ટોને નિર્દોષ ભોલાઇમાં અલે તેને આપેલા ૫૦૦૦ પાઉંડની પાદશાહી અમાનતની વાત કરેલી તેણે સાંભળી હતી ત્યારથી તે રકમપર એ નામદારનો ડોલો ખોઆયો હતો, માટે સ્ટોનના મરવા પછી પોતાની મીઠી પણ જુઠી લતરાજથી તેણે ભોળી સુસનનું માંથુ ફેરવી નાંખ્યું, ને અંતે તે તેને વરવાને નસીબવાન થયો.

તેને સુસનને સહમજાવતાં ને જીતતાં નવ નેજા પાણી ચઢયું. સુસન, અમોએ કહ્યું તેમ, ભલી હતી, ને મરનાર ચારલ્સને ખરાં દીલથી ચાહતી હતી, માટે પહેલાં તો એ બીજાં લગનના ખ્યાલથીજ તે ડરી ગઇ; પણ લુચ્ચા બ્રેની સેહેતાન્યત સહમજાવતોની અંતે જીત થઇ, ને તે પોતાની બુરી મકસદો પાર ઉતારી શકવાની હદ તુલક ફાવી શકયો. તેણે તે અબળાને તરેહવાર ઉલઠાપો આપી. પોતે ફુટયાંવાલો હોવાની અને નોરીચ ખાતે તેની કેટલીક જગ્યા ને મીલકતો હોવાની બી તેણે તેને ખત્રી આપી એટલે છેલ્લે અંતે તે મનાઇ. પોતાના ધણીનું નાખલું કારખાનું વેચી સાટી તેની ઉપજના સઘળા પૈસા બી તેણે પોતાના એ નવા નેક નામદાર ભરથારને હવાલે કર્યા, અને પછી તેઓ ઉચાકચ ને એકદમ એક રાત્રે નોરીચ જતાં રહ્યાં. ભલી સુસન આ બીજી વારનાં લગ્ન પછી પોતાનાં દોસ્ત આસનાઓને મળી ભેટીને ત્યાંથી જવા અતીઘણી લજવાતી હતી.

તેઓ નોરીચમાં પેહલી શીરૂઆતમાં તો જરા "સ્ટાઇલ"માંજ રહ્યાં. "આપસે આયા સો હલાલ" ની મિસાલને માન આપી એ પોતાની મોહરદારના પૈસા (પોતાનાજ પૈસા ખરચતો હોય તે દેખાવથી) બેધડક ખરચતો ગયો, અને અંતે જ્યારે સુસનનાં પ્રેસનાં વેચાંણથી ઉપજેલાં એ નાણાંનું તળ્યું દેખાવા લાગ્યું ત્યારેજ તે લગાર વિચારમાં પડયો.

વળી લીઓને પણ આ લગને પેહલી હરોલમાં ભારે નારાજ કરયો હતો. અવલ તો તેને એ ગમતોજ ન હતો. તે મરનાર ચારલ્સને પોતાનો પીતા ને સુસનને માતા જાણતો હતો માટે તે "માતા" નાં આ બીજી વારનાં લગન તેને બહુજ મુંજાવતાં હતાં. વળી એજ ન હતું. સ્કેલટનની સ્કુલ આવ આર્ટસમાં તેનો હુનરમંદ અભ્યાસ એવે ધામધુકાર આગળ ચાલતો હતો કે તેમાં રવડી જઇને નોરીચ જવાનું તેને ઝેર જેવું કાતીલ લાગ્યું; પણ લુચ્છા બ્રુની પટામણી સમજાવતોથી તે જેમ તેમ મનાયો ને જીતાયો. બ્રુએ તેને ખાત્રી આપી કે નોરીચ સ્કેલટન કરતાં વધારે વિખ્યાત હતું, ને ત્યાં તો તે વધતું સારૂં શીખી શકશે. ત્યારેજ આવવા તે કબુલ થયો, ને ત્યારે તેણે પોતાનું આત્યારતુલકનું નામ લીઓ સ્ટોન પડતું મેલીને હવે લીઓ બ્રુ ધારણ કરયું.

પણ પૈસાંનું પેટારામાં તળ્યું આવવા પછી બ્રુ નોરીચમાં બી ટકીને રહ્યો નહીં. તે તેમને રટલેન્ડ લઇ ગયો, ને ત્યાંથી વળી લંડન લાવ્યો. તેના જેવા જાલસાજ ને જબાંદરાજ આસામીઓ જે ચાહે તે કરી શકે છે. એવા બોલીદરાજ બાંગરો પોતાની જુબાનનાં જોરથી કિલ્લાઓ વટીક વશ કરી શકે એમ હોય છે.

તેણે એ દરમ્યાનમાં પેલી બેંકમાંની પાંચ હજાર પાંઉડની મુદ્દલ પણ કેમ હાથ કરી લીધી તે તેની મોહરદારે કદી બી જાણ્યું નહીં. તરેહવાર ખોટી સહીઓના પાયરી દર પાયરી દગલબાજ અપરાધોથી તે અંતે ફાવ્યો, ને તેણે તે વાત પછીથી જ્યારે બેહ્યાઇથી સુસનને જાહેર કરી ત્યારે તે સાચી અબળાનું એ મોટી દગલબાજીની કેફયત સાંભળી દીલ તુટી ગયું. તેણીએ એકાદ પળ તો એમ બી ચાહ્યું કે અર્લને લખવું ને બ્રુને પકડાવવો, પણ પોતાની

નાદાન્યત ને નામોશીનો ખ્યાલ કરી તે બાપડી પોતેજ ડર ખાઇ ગઇ. વળી કોઇ બી કારણે લીઓની હેયાતીમાં અર્લને કાંઇ બી નહીં લખવાની તેઓને જે સખ્તમાંસખ્ત તાકીદ મળી હતી તે તેણે યાદ કરયું, અને એ બધા સંજોગોમાં ગજે ગાંઠ ને મોંઢે ડુચો મારી ખામોશી અખ્ત્યાર કરવા વના, તેણે જોયું કે, બીજો કશો દીરગજ ન હતો.

તે પછી બ્રેનું ઘર ફેસાદ ને મારફાડનું એક ધામ થઇ પડયું! તે દારૂડયો, જુગારી ને કુછંદી પોતાનાં ખરાં સ્વરૂપમાં એકદમ હીંમતથી જાહેર થયો. ગરીબ સુસન! તેને એક પળનો બી કરાર ન હતો. તેને નિરાશ્રીત લીઓનું ઘણુંજ લાગતું, કે જે અભ્યાસ વના રવડી પડયો હતો, ને જે થોડું ઘણું શીખ્યો હતો તેથી રોટલી રળી ખાવાને બી હજી એ અશકત હતો. તે બાપડો લંડનના મોટા મોહલ્લાઓમાં રવડયા કરતો, અને જોકે તેના ચીથડેહાલ પણ અતી દીલકસ ને ખુબસુરત દેખાવના સબબે તે દરેક જણનું ધ્યાંન ખેંચતો, પણ કોઇ તેને દયાથી હાથ લંબાવી મદદ થવા કબુલ કરતું નહી.

એ રીતે, તે રોજના સંતાપ, હાડમારીઓ ને હીણપસ્તીએ ગરીબ સુસનનો પણ જલદીજ આંકો લાવી મેળ્યો. તે બીમારીને બિછાંણે પટકાઇ જે પેહલાં નજીવી ધારવામાં આવી, પણ પછીથી બે ત્રણ દિવસમાંજ તેણે ગંભીર રૂપ લઇ લીધું, ને બીજા એક બે દિવસમાં તો જોતાં જોતાંમાં તે માર્ગે લાગી ગઇ

## પ્રકરણ ૧૧ મું.

સુસને મરતી વખતે લીઓને લગતી વાત લીઓને પોતાને અથવા તો પાદરીને કેહવાને ઘણું મન કરયું હતું, પણ તેની છાતી ચાલી નહિ. વળી તે મરતી ઘડીએ કદાપી કેહને બી ખરી, પણ બાપડી તે છેલ્લા દિવસે પુરતી સાવચેત છતાં અવાચક થઇ ગઇ, જેથી લીઓને લગતી સઘળી ખરી હકીકત સદાનાં અંધારાંમાંજ રહી જવા પામી.

એ પછી, અલબત, બ્રે હતો તેમાં પુરો બદમાસ, બેદાક ને નફ્ફટ થયો. તેણે બિચારા લીઓને ધકેલો મારી પોતાની ઓસરીએથી

ઉતારી દીધો, ને તેનું હોજરૂં ભરયા કરવાના "જુલ્માત" માટે ચોખ્ખી ના કહી. તેને ઘર રાખવુંજ ન હતું. તે પોતે પોતાનું ભમાતુ જીંદગીએ પુરૂં કરવાનો હતો, માટે ઘેરબાર ને ખાવાપીવાનું ગમે એમ સોહધી ખોળી લેવા તેણે લીઓને નિરાધાર રસ્તે ઉતારયો !

તે ચંડાળને ખુદાનો બી ડર નહીં હતો. એવાં એક બચ્ચાંના નિર્વાહની પાદશાહી રકમ પચાવી પાડી તે તેને ભુખમરામાં મરતું છોડવા આગમચ પોતાનાં શીહા ભલિશનો ખ્યાલ કરવા થોભ્યો નહીં; પણ ખુદા એવો જ્યાંગર જુલ્માત કેમ ખમી શકે? તે પોતાને માટે દોજખનાજ દરવાજા ખુલાવતો હતો એમ તે નાસ્તીકને કદી ખ્યાલ થયો નહીં.

"તમારી પાસ મારાં બધા પૈસા છે તે ?" તેણે એ રીતે ઘર છોડી જવા ફરમાવ્યું ત્યારે લીઓએ તેને હેબતાઇને પુછ્યું. "મમાને મેં બોલતાં સાંભળ્યા હતાં કે તમારી પાસે મારાં બધા પૈસા છે."

"અરે જાની ભમાવાલા ને પૈસાવાલા," તે બદમાસે જીવ જીકાટયો; "તારા પૈસા જોયાછ કોણે એવા તેવાએ? ચાલ જા, રસ્તો પકડ !"—અને એ રીતે તેને એક હાથપર રસ્તે ઉતારી તે પોતે બીજા હાથપર પોતાનાં અનેક પાપી કૃત્યો માટેના ડરનો મારેલો ઠેઠ અમેરીકા ન્હાસી ગયો, જ્યાં આયંદે તેને શો ફેજ થયો ને તે કેવે અંતે પોહચ્યો તે બધું વિસ્તારીને કહયા વના ચાલશે, કેમજે તે વાતને આ વારતા સાથે નિસ્પત નથી. એટલુંજ કે કરણીનું ફળ ને બેહેસ્ત કે દોજખ એ સઘળું, આવતી દુન્યાની વાત બાજુ મેલતાં પણ, અહીં ને અહીં બા પુરતું જોવા ને અનુભવવાનું તે માહાનામી સાહેબે આદમી માત્રને માટે નિર્માણ કરેલું હોય છે.

હવે લીઓ તદ્દને હાલ રવડી પડયો. ન ઘરબાર, ન એક પૈસો, ન ગુજારો, ન કોઇનો આસરો ! તેણે નોકરી મેળવવા કે ખાધા બદલ કામ કરવાના બી ઘણાએ પછાડા મારયાં, પણ વ્યર્થ. તે દરેક સ્ટુડયોમાં એ ઉમીદવારી રજુ કરતો રવડી આવ્યો, પણ કોઇએ ધમકાવીને તો કોઇએ સમજાવીને—કોઇએ ધકેલો મારીને તો કોઇએ પાનપાવલો આપીને તેને હેઠે ઉતારયો. કોઇ તેનું થયું નહીં. આ દગલબાજ દુન્યાની દગલબાજીના તે નિરાશ્રીત ભોગ ઉપર દયાનું આંસુ ખેરવનાર કોઇ તેને

મળ્યું નહીં. તેનો પોશાક જાણે તેના નિર્દોષ ચેહરાને દગલબાજ થતો હતો! લોક તે ચેહેરો જોઇ સારૂં વિચારતાં, પણ પોશાક જોઇ તરત શકમંદ થતાં. "ચમટી હોશે," "કોઇ ઉઠાવગીર હોશે" એવાં એવાં અનુમાનો હમેશ તે બાપડાને મદદ થવામાં આડે આવતાં હતાં.

તે બાજે વખત ટુકડા રોટલી વના બી તવલતો રેહતો! એ રીતના બે દિવસના કોરા અપવાસ ને મોટા ભુખમરાની નાતવાંનીમાં તે એક રાત્રે રવડતો હતો તેટલાં મોટો વરસાદ થયો, અને તે બાપડો ધ્રુજતો લખલખતો, પગથી માથાંવેર ભીંજાયલો, એક મોટા મેહેલના પોરકીટોમાં આશરો લેવા ભરાઇ ગયો.

તે મોટો "ટાઉન હૉલ" હતો, ને અંદર તે વખતે એક જાહેર જલસો ચાલતો હતો. વખત મોડી રાતનો હતો. બાહેર ગાડીઓની થથની થથ એક સરખી હારોમાં ઉભી હતી. લીઓ એ સઘળુ જોતો બેઠો હતો.

તે ટાઉન હૉલની એક સીડીનાં ખુણાંમાં ફસડાઇ પડયો હતો. અંદરથી ગાયનના શરોદ ને ઍંકોરના ગગડાતો આવતા હતા. બધે તાજગી, બધે ખુશાલી, બધે રંગરાગ હતો, કે જ્યારે તે બાળકનાં જીગરમાં બેરેહમ દુન્યા માટે જવાળા જલતા હતા! તે હાથ ઓલી ભીખ માંગી નહીં શકતો હતો, ને તેથી ભુખમરામાં નાહક મારયો જતો હતો.

અંતે "કૉનસર્ટ" ખલાસ થયો. એ વખતે વરસાદ રહી ગયો હતો, પણ નાતવાનીના સબબે લીઓ પોતાની બેઠકમાંથી ઉઠીને ન્હાસી જઇ શકયો નહીં.

તે, તેથી, બેસીજ રહયો, ને તેની બાજુમાંથી શ્રીમંત લોકો હસતાં, ખુશાલ વાતચીત કરતાં અને મોજમાં માહાલતાં પોતપોતાની ગાડીઓમાં બેસવા ઉતરી ગયાં. કોઇએ તેને જોયો નહીં, ને જોયો તેણે દયાથી તેની ખબર લેવાને કશી કાલજી કરી નહીં. તે ભુખમરાથી નાતવાન બનેલો ને જીણાં કપડાંમાં તાપે સસરતો પોરયો કેમ તે ધુમાળી શ્રીમંતોનું ધ્યાન રોકી શકે?

સીલ્ક ને સાટીનમાં સજજ થયલી બાનુઓ, કેલોક ને ફરમાં ઢંકાયલી મડમો, ઓવરકોટ ને ગલપતાઓની હુંફાલી પનાહમાં આશારો

સોહાવતા શ્રીમંત સદગ્રહસ્થો એ સૌ તે બાપડાની લંગોલગથી જતાં હતાં ને તેને જોતાં હતાં, પણ તેની જરા એ દયા ખાતાં ન હતાં. શાંની ખાએ ? તેમને શી પડી ? અફસોસ, બેરેહેમ નસીબ !

ગાડીઓ ગરોગર ઉપડી જવા લાગી, ને "કૉનસર્ટ હૉલ" લગભગ ખાલી થઇ ગયો. એ દરમ્યાન છેલ્લા હફતામાં કોઇ બે ગ્રહસ્થો બાહેર આવ્યા. તેઓમાં એક તેજ જલસામાંનો પ્રખ્યાત ગાનારો વરનર હતો, કે જેના બુલંદ અવાજનાં શુરીલાં ગાણાંએ તે રાતનાં શોકીન શ્રોતાજણોનાં દીલ તમામ હરી લીધાં હતાં, ને જેને તાલીઓના ગગડાત સાથે પાછું ને પાછું ગાવાની ઉપરાસાપરી ફરજે પાડવામાં આવી હતી. તેનું ધ્યાન સુભાગ્યે નિરાશ્રીત લીઓપર ખેંચાયું, ને તે એકાદ પળ જીજ્ઞાસાથી થોભ્યો.

"ઓલ્લો, અત્યારે અહીં આએ કોઇ ન્હાનો છોકરો !" તેણે અજાયબીથી પોતાની સાથવાળા મિત્ર મી૦ હેરીસનને કહ્યું,—ને પછી લીઓ ભણી જોઇને પુછ્યું, "છોકરા, તું કોણ છે, ને અહીં અત્યારે એકલો શું કરેછ ?"

"હું ઘેરબાર વગરનો છેઉં," તે રડમસ છોકરાએ લગભગ રડી દેતાં કહ્યું; "હું બે દહાડાનો ભુખો છેઉં, સાહેબ, ને થાક ને ભુખથી મરી જાઉંછ."

"ભુખો ! આવાં શ્રીમંત ને આબાદ શેહેરમાં કુત્રું બી ભુખે મરવું નહીં જોઇએ ત્યાં તું ભુખે મરે ?" તે ગાનારે દયાથી જળી જતાં કહ્યું; "તોબા ! તોબા ! લોકને ગમે તે મારે વાસ્તે ધારે ને બોલે, પણ તું પેટ ભરીને જમે નહીં ત્યાંવેર મને ત્યારે અન્ન પાણી હરાંમ છે. ચાલ મારી સાથે."

"એ શું ઘેલ્લાં; વરનર ?" તેની સાથવાળા કોઇ પેલા મી૦ હેરીસને શીલસુરીનો ભમરડો ગુમાવ્યો. "લંડન જેવાં શેહેરમાં ધુતારાઓ ને ઠગારાઓ કેટલા નિકળે તેનો બી કાંઇ ખ્યાલ રાખ્યોછ કે નહીં ?"

વરનર બતીની રોશણીમાં તે છોકરાનો ચેહરો જોવા વાંકો વલ્યો. "આએ એક ઠગારાનો ચેહરોજ નથી," તેણે ઠરાવથી કહ્યું. "દેખીતી રીતે આએ ખુબસુરત છોકરો ભુખમરાથી મરી જાએછ,

ને એમ કરતાં કદી એ ઠગારો બી હોય તો હું ચાહુંછ કે વીસમાંથી ભલે ઓગણીસને હાથ ઠગાતાં બી હું એક ખરા નિરાશ્રીતને આસરો આપવાને ભાયગશાલી થઇ શકું;—ચાલ છોકરા."

હવે હેરીસન ચુપ રહયો. આવી દીલસોજ ને દયાલુ તકરારના જવાબમાં તે શું બોલે ? તે શું કામ આવાં એક ખરી ભલાઇનાં કામની આડે આવે ? તે પોતે એટલી હદ સુધીનું ભલુ કરનાર નહીં તોબી ખવાસે ભલો હતો, ને તેથી વરનરની એ ઉમદા ભલાઇ તે મનથી વખાણ્યા વના રહી શકયો નહીં. તેણે જોયું કે લોકો વરનરના અવાજને રૂપેરી ખણખણાત સાથ સરખાવતાં હતાં, પણ તેનું દીલ તો ખરેખર સોનેરી હતું.

"તારાં વાઇફ અત્યારે તારી સાથ એક પરાયા છોકરાને ઘેર આવેલો જોઇ કેટલાં તાજ્જુબ થશે ?" હેરીસને બગીમાં બેસતાં હસીને કહ્યું.

"તે રાજી થશે; તેનું દીલ ઘણું દયાલુ છે," વરનરે કહ્યું—અને બીજી પળે તે બધા તે બગીમાં ગોઠવાયા. હેરીસન ને વરનર આગલ બેઠા, કે જ્યારે લીઓને ઘોડાવાલાની પાસે પાછલના કોચબૉક્સપર બેસાડી લેવામાં આવ્યો, ને વરનરે ઘોડો મારી મુકયો.

એ પછી ઘરે પોંહચી તેણે હીણભાગ્ય લીઓની આગલ રહીને ઘણી ખાતર કરાવી, ને કહ્યા વના ચાલશે કે તે શુભ કારજમાં તેની ભલી મોહરદાર તેટલીજ ઉલટ ને દયાથી સામીલ થઇ. તે છોકરાની અનાથ હાલતની કેફયત સાંભળી તે નેકબખ્ત અબળાનું દીલ દીલસોજીથી ગરમ થયું. તેઓએ રાતોરાત ગરમ પાણીથી તેનું બદન સાફ કરાવ્યું, કપડાં બદલાવી નાંખ્યાં, જરા "છાંટો" આપ્યો, ને વળી પેટ ભરીને જમવા દીધો.

એ રીતે વાંચનાર જોશે કે ભલાંથી ભલુંજ થતું આવે છે. બ્રે જેવા બદમાસો પોતાનાં પાપની ગલીચી સાથે ભોંયે પડયા રહે છે, કે જ્યારે વરનર જેવા ભલા આસામીઓ રોજના પુઠે આવતા ભાગ્યોદય સાથે પોતાનાં પુન્યમાં આબાદ થતા ચાલે છે. એ આ દોરંગી દુન્યાનો એક સાચામાંસાચો ને બેતકરાર પુરવાર થઇ ચુકેલો સિદ્ધાંત છે.

વરનરે તે છોકરાને થોડાક દિવસ તો આરામથી પોતાને ત્યાં

રેહવા દીધો, અને પછી તેને પુરતી આસુદગી પામવા દેવા કેડે તેણે તેની આગલી પાછળી પુછી, જે લીઓએ તે જાંણતો હતો તે કીસમે કહી. ચારલ્સ સ્ટોન અને સુસન તેનાં ખરાં માતપીતા હોય એ વિશે તેને પોતાને બી કાંઇક શક પડી ચુકયો હતો, માટે તેણે તે બધું અને એનાં ધાટકીપણાંની તમામ વાત કીસબી વરનરને કહી, અને ચીતારાની પીછીને માટેનો પોતાનો મોટો પ્યાર તે છોકરાએ એટલાં જોસથી રજુ કર્યો કે વરનર પર તેથી અગાધ ગંભીર અસર થયા વના રહીજ નહીં.

તે મનથી મગરૂર થયો. પોતાને ત્યાંના સુઘડ પોશાકમાં લીઓ એવો ખુશનુમા દેખાતો હતો કે એવા એકને મરતો બચાવવાનાં ભાગ્યશાળી પુન માટે વરનર મનથી મગરૂર થયો.

તે છોકરાનાં જાંણપીછાંણનાં આ ઓહલી દુન્યામાં કોઇ બી કેઠે બી હતાં કે નહીં તે માટે તેણે તેને ચીપી ચીપીને પુછયું, પણ વ્યર્થ. લીઓ કોઇને જાંણતો ન હતો, ને લીઓનું કોઇજ સગું વ્હાલું હતું નહીં. "અરે સાહેબ," તેણે કાકલુદીથી કહ્યું, "તમે મારે સારૂ આટલું બધું કીધું છ તો હવે તમેજ મારા મુરબી થાઓ, ને મારે વાસ્તે થોડોક જયાદા ખરચ કરવો પડે તો તે કરીને બી મેં પસંદ કીધેલા મારા હોનરને લાયકનો મને કરો, ને પછી હું જો કાંઇ બી પેદા કરશ તો પેહલાં એ તમારૂં કરજ ભરી આપવા કાલજી કરશ."

વરનર આ સાંભળી ખુશ મિજાજે હસ્યો. તે એ છોકરાની આ આભારનું દેવું પાછું ભરવાની ઉમીદથી ઘણી રમુજ પામ્યો.

તે તેને નામાંકીત ચીતારા સીન્યોર વારીની આગલ લઇ ગયો. એ વારીનીની ફતેહ તે વખતે આખાં યુરોપમાં મશહુર હતી. તે એક મોટો નામાંકીત પ્રખ્યાત ચીતારો હતો. તેને વરનર જોડે એક હુનરમંદ કીસબી તરીકે સારૂં હતું, ને તેથી તેને ત્યાં વરનર તે છોકરાને લઇ ગયો.

વારીનીએ તે છોકરાનો કીસબ તપાસ્યો, ને તાબરતોબ તેને પોતાની નોકરીમાં લીધો. "તેં એથી વધારે મોટાં પુનનું કામ તારી આખી જીંદગીમાં આગલ કોઇ નહીં કીધું હોશે, વરનર, ને મારી ખાત્રી છે કે તું હવે પછી કરનાર બી નથી," ચીતારા વારીનીએ વરનરને સાબાશી આપતાં કહ્યું. "આએ છોકરાને મરતો બચાવવામાં તેં ખરેખર

મોટાં પુનનું કામ કીધું છે. મને લાગે છે કે એ જન્મેલો કીસબી છે, ને આગલ જતાં મારા નાદર હોનરમાં એ પોરયો ખચ્ચીત મોટી નામદારી કરશે."

હવે લીઓ વારીનીને ઘર રહયો ને ધંધામાં પડયો. તેને જે જુએ તે માન આપે ને ચાહે એવોજ તેનો દેખાવ હતો. તે સોહામણો, પતલો ને ઉંચો થયો હતો. તે હવે એક ઉંમરે પુગેલા "માટીડા જેવો છોકરો" હતો. તેના આચારવિચાર સુધરેલા, વર્તણુક નમાની અને આબરૂદાર, અને તે ખવાસે ગરીબ અને દયાલુ હતો. તેનામાં મર્દાનગીની સઘળી નોબત હતી છતાં તે બકરાં જેવો ગરીબ, કહ્યાસર ને તાબેદાર હતો.

તેનો હોનર તેજ ગોયા તેની જીંદગી, તેનું જીવણુ, તેના જીવતું અમૃત હતું! તે તેની માતાના મોહક ચેહરાનો એક જાંણે આયનોજ હતો, ને તે એવો એક દીલફસ, દીલખુશ મુખડો હતો કે જે સેંહેંકડો આસામીઓનાં ટોલાં વચ્ચેથી બી લોકોનું ધ્યાન અને વખાંણુ હરી લેયા વના રહેજ નહીં. વારીની તેનાં કામથી ઘણો ખુશખુશ થતો હતો.

તે એકલો પડી ગયલો હતો. ના તો તેનાં સગાં વાહલાં કે ના તો કોઇ તેના દોસ્ત આસના હતાં. વરનર અને વારીની સિવાય તેનું બીજું કોઇ ન હતું, અને તોબી પોતાની એ નાવારેસ ને એકલવાઇ હાલતનો ગમ તે પોતાના નામીચા હોનર પાછલની ફીદાગીરીમાં ઘણી આસાનીથી ભુલી શકતો.

# પ્રકરણ ૧૨ મું.

એ મુજબ બીજાં પાંચ વરસ ગબડી ગયાં. એ પાંચ વરસ વારીની જેવા એક પહેલે વાંધેના ઉસ્તાદને હાથ કામ કરીને લીઓએ પોતાની મોટી નામનાનો છાપ જાંણે આખાં યુરોપમાં સુપ્રસિદ્ધ બનાવ્યો. તેનાં કીસબી કામની વારીનીનાં પોતાનાં કામની લગોલગ તારીફ થવા લાગી, ને વારીનીનું કામ એ ભેગાં બળથી હવે એટલું આબાદ થતું ચાલ્યું કે તેને ત્યાં જાંણે છક્કાંજ પડવા લાગ્યાં.

લીઓનું એક મોટું પીકચર નામે "અંદર ધી ઓક" ત્યાંની "રૅાયલ એકેડેમી"એ પાસ કરતું ને કબુલ રાખ્યું, જેથી એ

"તમારો જો એવોજ હુકમ ને ખ્વાહીશ છે તો હું તાબે છું, સીન્યોર," લીઓએ કહ્યું.

"એ અર્લ ઘણોજ ઉદાર ને માયાળુ દીલનો છે," વારીનીએ જારી રાખ્યું. "તારાં કામથી રાજી થશે તો એ તુંને નેહાલ કરશે. ઉદાર છે ને વળી ધનવાન બી છે. વળી ત્યાં જો તારાં કામનો છાપ પડી ગયો તો બધા ઉમરાવોનાં સરકલમાં તું એક સપાટે ઉગી નિકળશે, ને તે બી મારી મતલબ છે."

"તમારી મારાપર કેટલી બધી મેહરબાની છે!" લીઓએ મોટી હેસાંનમંદીથી કહ્યું.

"સસેક્સમાં ઉનાળો ઘણોજ ખુશનુમા લાગશે," હેસાંનની વાત તે ભલા ચીતારાએ ઉડાવી દેતાં કહ્યું. "એ રેનવૉલ્ડ મેહેલ જોવાજોગ છે. તેની ઘણીજ વખાણ છે, ને મારી ખાત્રી છે કે તું ત્યાં રહેશે તેટલાં એ ઉમરાવ તારી ઘણી ઉંચા પ્રકારની ખાતર ને મદારત કરશે. એ કીસબીઓનો મોટો મુરબી ને કદરદાન જાહેર થયલો છે."

"ત્યારે મારે તો કપડાં ચપડાં બી લઇ જવાં જોઇશે?"

"બેશક; બેંકમાં હવે તારે નામે આપણે જે થોડુંક અત્યાર સુધીમાં જમા કરી શકયા છીએ તેમાંથી તુંને ગમે તે ઉપાડી ઘટતું કરી લે. તુંને તું ત્યાં રેહશે તેટલાં અલબત આગેવાન સોસાયટીમાં ભેલાવું પડશે, વાસ્તે પૈસાની કશી વાણ ના કરતો."

સારાંશ, સઘળી જરૂરજોગી તૈયારીઓ થઇ રેહવા કેડે તેઓ ૧ લી મેની ચલકતી સહવારે રેનવૉલ્ડ જવા ઉપડી ગયા. લીઓ એ આગમચ વરનર ને તેની મોહોરદારને મલી આવ્યો હતો, ને ચાર છ મહીનાની એ જુદાઇ માટે તેઓએ તેને ઘણાં હેતથી ભલીને વિદાય કરયો હતો એમ કહ્યા વના ચાલશે.

તેઓને રેનવૉલ્ડની લાયબ્રેરીમાં બેસાડવામાં આવ્યા, અને લીઓ આ દબદબાભરેલા મેહેલનો ઠાઠમાઠ જોઇને ભ્રમીત થઇ ગયો. તે આરાસ્તા દીવાનખાના, તે દમામદાર ઓરડાઓ, તે રોણુકદાર રાચરચીલું કોઇ બી નવાં જોનારને ચકીત ને છક કરી મેલે તેવુંજ હતું.

હવે જરા વારે બારણું ઉઘડયું, ને લોર્ડ ફીલીપ ઓરડામાં આવ્યો.

અને એ રીતે તેઓ બ'ને મળ્યા—ફીલીપ અને લીઓ ! વરસો ગુજરી જવા પછી સરજતના મારેલા એ પ્રમાણે તેઓ રૂબરૂ પાછા મળવા પામ્યા—તે ઉમરાવ કે જે પોતાના આ લાચાર હરીફ માટે અદેખો પડયો હતો, અને તે હરીફ પોતે કે જે તે ઉમરાવના એક આપખુદ જુલ્માતનો શિકાર થઇ સેહે'કડોબ'ધ હાડમારીઓમાંથી પસાર થવા પામ્યો હતો ! તે વખતે (આગલ) એ ઉમરાવ એ ચેહરો જોઇ કમકમતો હતો, મગર આજે તેજ ચેહરાને તે આદરમાન સાથ નમ્યો.

ફીલીપે સીન્યોર વારીનીને ઘણી મમતાથી શેકહે'ડ કરી, કે જે પછી તેણે (વારીનીએ) પોતાના ગોઠયાને રજુ કરયો અને ઓલખાવ્યો. અલબત, વારીનીએ તો એ જવાંનને તેનાં છેલ્લાં ધારણ કરેલાં નામ ચારલ્સ બ્રે તરીકેજ ઓલખાવ્યો.

આં ખુલાસાની જરૂર છે. વાંચનારે યાદ કરવાનું છે કે લીઓનું ખરૂં નામ "લીઓ" કાંઈ લોર્ડ લીસ્ટરે મરનાર સુસન કે સ્ટોનને કહ્યું ન હતું, ને તેથી તે બાળકનાં નામની બેખબરીમાં ચારલસ સ્ટોને તે બચ્ચાંને પોતાનુંજ નામ (ચારલ્સ) એનાયત કર્યું હતું, જેથી લીઓ તે પછી એજ નામે ઓળખાતો હતો. ત્યાર પછી સુસને જ્યારે 'બીજું ઘર કરયું' ત્યારે લુચ્ચા બ્રેની સમજાવત મુજબ લીઓને સ્ટોનની અટક તરક કરી બ્રેની અટક ધારણ કરવાને સુસને સમજાવી લીધો હતો, અને તે મુજબ તે પછીથી તે હરહ'મેશ ચારલ્સ બ્રેનાંજ નામે વરનર ને વારીનીનાં કુટુ'બમાં જણાયલો હ ા.

એ એક કમભાગ્ય કે નસીબવાન (જે કહો તે) સ'જોગ માત્ર હતો, કેમકે જો ચારલસ સ્ટોનનાં અસલ નામે રજુ થાત તો લોર્ડ ફીલીપ કાંઇક બી ચમકતે ને શ'કાશીલ થતે, ને તેહકીકમાં તે જો લીઓને ઓલખતે તો વળી આ વારતાનું વલુ' કોઇ નવીજ ઢપપર ફરી જતે; પણ હાલ તો તેમ કશું થયુ' નહીં. સીન્યોર વારીનીએ તે જવાંનને મી૦ ચારલ્સ બ્રેનાં નામથીજ ઓળખાવ્યો, ને તે ઉમરાવ તેના જવાબમાં જવાંન "ચારલ્સ"ને દમામથી નમ્યો.

એ પછી વારીનીએ તેને પોતા જોડે લાવવાની મકસદ કહી સ'ભળાવી, ને લોર્ડ લીસ્ટર હસ્યો. "તમે હજી ઘણા છોકરવન છેઓ,

મી૦ બ્રે," તેણે કહ્યું, "અને તેથી મારી પીકચર ગેલરીના જોખમ તમોને સપુર્દ કરતાં મને ઘણું બીહીવું તો જોઇએ, પણ મને સીન્યોર વારીની માટે એટલું બધું માન છે કે તેવણ જ્યારે તમારી આટલી બધી સીફારસ કરે છે ત્યારે તે ખોટી હોયજ નહીં એવી ખાત્રીથી હું તમને ઘણી ખુશી સાથે મારે ત્યાં આવકાર આપું છું."

"હું તમારો ઘણો મોટો ઉપકારી છેઉં, મારા લોર્ડ," લીઓએ નમીને કહ્યું.

અને પછી જો લોર્ડ લીસ્ટરનાં મનમાં તેને પોતાનાં કામ સારૂ રોકવા માટે હજી કશી બી શંકા અને આનાકાની રહી હોય તો તે જ્યારે વારીનીએ તેને લીઓનાં નાદર કામના થોડાક ખેસુશા નમુનાઓ રજુ કરીને બતાવ્યા ત્યારે એકદમ એક ઝપાટે દુર થઇ ગઇ, ને તે અસંત રાજી થયલો જણાયો. એવું કીસબી કામ એવા એક બાળક છોકરાની પીંછીનું પરીણામ થઇ શકે એવું જાણે તે પહેલી હરોલમાં તો માની બી નહીંજ શકયો.

"હું તમો નામદારની રજાથી મી૦ બ્રે સાથે એકાદ દિવસ રેનવૉલ્ડમાં રેહવશ, ને એવણનાં કામને રસ્તે ઉતારીને પછી રૂખસદ લેવશ," વારીનીએ કહ્યું.

"ઘણીજ મોટી ખુશીની સાથે," તે ઉમરાવે જવાબ દીધો. "હું તમો સાહેબોના ઉતારા માટે દરેક કાલજીથી ગોઠવણ કરેશ, ને તમો બેઉ જ્યાં સુધી અહીં રેહો ત્યાં સુધી આએ ગરીબ મકાનને તમારૂં પોતાનુંજ જાણશો એવી હું ઉમેદ રાખશ. લેડી લીસ્ટર બી ઘણાંજ માયાલુ ખવાસનાં છે, ને તેવણ પોતે તમારી સગવડો પર ધ્યાન આપશે."—અને વળી હસીને વધારયું—"જવાંન મી૦ બ્રેને તો અહીં લાંબો વખત થોભવાનું છે તેથી લેડી લીસ્ટરના એવણ ઘણા ગુડ ફ્રેંડ થઇ જશે એવી મને ખાત્રી છે."—અને લીઓ અદબથી નમ્યો.

---

## પ્રકરણ ૧૩ મું.

વીસ વરસનો એક લંબાણ અંતર ઘણાંક લોકોના ચેહરા ને રંગરૂપમાં ઘણોક ફેરફાર કરી શકે છે, પણ તાજુબીની વાત એ હતી કે લેડી લીસ્ટરના મોહક મુખડામાં એ વરસોના વધારાએ જાણવાજોગ

ફેરફાર કશોજ કરયો ન હતો. તે હવે ચાલીસ વરસની ભરતીમાં આવેલી, પુસ્કળ શોકાતુર અદાની એક દમામદાર બાનુ બની હતી, અને તોબી જાણે જવાંનીનું જોબન તેને છોડી જવા માંગતુંજ ન હોયની તેમ તે હજી ફક્ત પચીસ વરસની એક નૌજુવાંન નાજનીન દેખાતી હતી! તેના ભરાવદાર બાળમાં એક બી બાળ હજી સુફેદી પકડી ન હતી; તેની આંખનું તેજ અસલ તોરમાંજ હજી પ્રકાશી રહ્યું હતું, અને તે કદમાં સાંમી વધારે ઉંચી, દેખાવડી ને દમામદાર થઇ હતી.

તે જાણે જીંદગીથી ધરાઇ ગયલી એ વીસ વરસનાં દરમ્યાંનમાં જીવતી હતી. તેણીએ જ્યારે જોયું કે તેના વહાલા લીઓને આએ જીંદગીમાં પાછી મલવાનું કેવળ અશકય હતું ત્યારે તે લાઇલાજ લાચારીથી પોતાનાં એ દુઃખને આધીન થઇ વગર ઉલટની એક શાંતતામાં જીવતી હતી. એ સઘળું લોર્ડ લીસ્ટર જોતો હતો પણ વરસોના સહવાસથી તેને બી ગોયા એ તેણીની વર્તણુકની તબેહ થઇ ગઇ હતી, ને તેથી તે વધતો ઓછો તે વાત માટે બેપરવાહ બન્યો હતો.

તે મેહેલનો વારસ આબાદી સાથે ઉધરતો હતો. તે માતાની આંખની તાઢક ને તેના ઉમરાવ પીતાની સર્વોતમ મોજ હતો. ગ્લેડીઝનો તેનાપર ઘણોજ પ્યાર હતો, પણ તે અલબત ઝાઝી ઉલટ વગરનો હતો. જાણે તેના લીઓની જુદાઇએ તેનાં જીગરને લકવાની બેમારીથી બેતાકાત બનાવી મેલ્યું હતું. એથી બદતર દુખ, એથી જયાદા જખમ તેને કોઇ થઇજ નહીં શકે એવો તેનો હાલ હતો.

પેલી મીસ મોરટીમર બી હવે મોટી થઇ હતી, ને ગ્લેડીઝ તેના પર પણ એક માનોજ પ્યાર રાખતી હતી. તે મહેલનો વારસ તો પુખ્ત કેળવણી સારૂ હાલમાં ઓકસફરડની પાઠશાળામાં રહેલો હતો.

ગ્લેડીઝ કશાંમાં કશી બી મજાહ લેતીજ ન હતી. તેણીએ તે ફીસણી ચીતારાઓ મેહલમાં મેહમાન હોવાની વાત સાંભળી હતી, પણ તે હજી તેમને મલી ન હતી. લોર્ડ લીસ્ટરે તેમને પોતાની જોડે ટેબલપર નોતરયા હતા, પણ વારીનીએ તે વાતની માંફ માંગી ના કહી હતી, જેથી વારીની ગયો ત્યાં સુધી ગ્લેડીઝ એ પહરોણાઓને જોવા પાંમીજ ન હતી.

લીઓ ઘણું કરીને પીકચર ગેલરીમાં પોતાનાં કામ પરજ મહેલો

રહેતો. તેણે એક મોટું પીકચર નવી મરામતથી પાછું આરાસ્તા ને તૈયાર કરયું હતું, ને તેની કારીગીરી જોઇને લોર્ડ લીસ્ટર છેકજ છક થઇ ગયો.

"ગ્લેડીઝ," તેણે તે પછી પોતાની મોહરદારને મલતાં કહ્યું, "તું જરૂર પીકચર ગેલરીમાં એક ફેરો જજે. વારીનીએ જે છોકરાને આપણું કામ સોંપાવ્યુંછ તેની કારીગીરી જોવાજોગ છે."

આ પાધરાં ઇજનનો તે અનાદર કરી શકી નહીં, ને તેથી બપોરે જમવા પછી તરત તે ડ્રેસ બદલીને ગેલરીમાં ગઇ.

લીઓએ તે એક "પીકચર" તરફ પોતાનાં કામ વચ્ચેથી ચોંકીને માથું ઉંચકી જોયું, અને આહા ! તે અદબથી હાથમાં પીછી સાથ ખંચાઇને ઉભો. આવી મોહક સુંદરતા તેણે આગળ કોઇ જોઇ નહીં હતી. એક માતુશ્રી જેવા મેહેરબાંન ને મીઠા ચેહરાની આ ચહરેનમુન બાંનુને રૂબરૂ જોતાં તે એક ખ્વાબ જોતો હોય તેવીજ તેની દશા થઇ ગઇ. તે ઉંચો સીધો, પતલો, આકાર શુદ્ધ સફેદ પોશાકમાં સજજ થયલો, બેમુલાં જરયાંણોના ઝમકાતમાં બેવડો દીપતો તે અબળાને આ ધરતીની રહીશ કરતાં પેલી દુન્યાનો ફીરેસ્તો—એક આકાશી હુરી વધારે સિદ્ધ કરતો હતો !

લીઓ જાણે બેફામ બની ગયો. તેને એકજ ઝટકે ભાસ થયો કે જે મીઠડો મોહબતવંતો ચેહરો તેની આખી જીંદગી દરમ્યાન તેને સંતાપતો રહયો હતો, ને જે પુજ્ય પવિત્ર માનીતાં દર્શન તે કેનવાસ પર હુબહુ ઉતારી લેવા આજવેર પોતાના પરીશ્રમમાં ઠગાતો રહ્યો હતો તે આજ હતો !

આહા, નિર્દોશ બેખબરીની તે એક રૂબરૂ મીલાકાત ! અઢાર વરસના જુલ્માતભર્યા હાદસાઓના એક જુલમગાર અરસા પછી તે રૂબરૂ એકઠાં થયલાં માદીકરાની અરસપરસની પ્રમાણીક લાગણીઓ ને સ્વભાવિક જુસ્સાઓનું ખરૂં બ્યાંન કરી શકવા આ કમતાકાત કલમ નાસબર બને છે.

લીઓએ જોયું કે તે અબળા પોતે બી તેને જોઇ ચમકી, ને અંદર આવતી કાંઇક ખંચાઇ. તેના ખુશનુમા મુખડામાં એક અતી ખુશકારક ફેરફાર ને ઉલટમંદ રતાસ ધસી આવ્યો. શું તેઓ એકમેકને ઓળખી શકયાં ?

નહીંજ. તે મા દીકરાને તેમની જીવેંજાંન સગાઇ ને સ્નેહનો તો સ્વપ્નો બી ન હતો, પણ પ્રેમાલ લાગણીઓ જે અરસપરસનાં સ્વભાવિક હેતનું એક પાધરૂં પરીણામ માત્ર હતું તેની અસરે હેઠલ તેઓ હાલમાં એકમેકને મળ્યાં.

ગ્રેડીઝ ધીમે કદમે અંદર આગલ વધી. તે એ ફીસણી કારીગરનાં કામપર જોવાને બદલે તે કારીગરની પોતાનીપરથી પોતાની આંખ ઉઠાવી શકતી ન હતી !

એક જુસ્સાને આધીન તે માનવંત બાંનુએ તે ચીતારાને શેકહેંડમાં પોતાનો હાથ આપ્યો, ને તે એકજ સ્પર્શ તે બેઉનાં બદનમાં વિજળી પેદા કરતો હતો, કે જેનો ખરો ભાવાર્થ તે બે માંહેલાં એક બી સહમજી શકતાં ન હતાં.

"મીo બ્રે, લોર્ડ લીસ્ટર તમારા હુન્નરની ઘણીજ તારીફ કરેછ," તે માતાએ લાગણીઓથી ધ્રુજતા અવાજે ધીમે સાદે કહ્યું.

"મારા લોર્ડની મારાપર ઘણી મેહરબાંની છે, બાંનુ," લીઓએ નમીને જવાબ કરયો.

"હું તમારૂં પીકચર જોવા આવીછ," ગ્રેડીઝે કહ્યું, "અને તેજ તકે હું પુછવા માંગુછ કે તમોને અત્રે બધી રીતની સગવડ તો છે ? કંઇ કોઇ રીતની અડચણ કે અગવડ તો નથી ?"

"જરા બી નહીં, બાંનુ," લીઓએ કહયું. "તમો મેહરબાંનોની મેહરબાનીથી હું અત્રે પુરતો સુખી છેઉં."

એ પછી ગ્રેડીઝે પેલું તૈયાર થયલું પીકચર જોયું, ને તે જામજા વખાણ્યું. તે કાંઈ એ હોનરમાં ઘણું સહમજવાવાલી ન હતી, તોબી તેને લીઓનું કામ હદ વનાનું ગમ્યું, ને તેણીએ તે ખરા ભાવથી વખાણ્યું.

હવે ત્યાં તે પછી વિશેશ થોભવા જેવું કશું ન હતું, પણ તોબી તે અબળા થોભી—જાંણે તેને ત્યાંથી જવાજ નહીં ગમતું હોય ! તે એક માવીતરની માયાનો મહીમા હતો !

તે તરેહવાર બીજી ત્રીજી બાબદો પર વાત કરતી ને વાત કરાવતી ત્યાં થોભી ગઇ. તેને વાત કરતો સાંભળવો એ બી તેને એક મોજ જેવું લાગતું હતું, જોકે એમ થવાનો સબબ તે પોતે પોતાને બી

સહમજાવી શકવા કેવળ અશક્ત હતી. વરસો તક નહીં થયલી એટલી બધી તે આ "છોકરા" જોડેની પહેલીજ મીલાકાતમાં ખુશાલ અને ઉલટમંદ થઇ ગઇ.

અને લીઓ? તે ઓછો ખુશાલ કે ઓછો ઉલટમંદ ન હતો. તે તો આ મોહક મુખડા પર જાણે એકાગ્ર ચિતે જોઇજ રહ્યો હતો!

"તમે મારાં મોઢાંપર એટલું શું ટીકોછ, મી૰ બ્રે?" તે માતાએ નિર્દોશ અજાયબીથી હસીને પુછ્યું.

બ્રે લજવાઇ ગયો. "તમો મારાં માતુશ્રી જેવાં છો," તેણે કહ્યું. "હું તમોને ટીકીને જોઉંછ તેનો સબબ હું તમોને કેહવશ તો તમે મારી મજાક કરશો."

"એટલું બધું?" ગ્લેડીઝે ગમત પામી કહ્યું. "કેહો મને, હું મજાક નહીં કરશ; મને સાંભળવા ગમેછ."

તે તાબે થયો. તેને કહ્યા વના ચાલ્યુંજ નહીં. ફકત પા કલાકનીજ પીછાણ તેમની હતી તે દરમ્યાનમાં લીઓ જાણે સાચાં વ્હાલથી તે માતાનો ગોલામ બની ગયો હતો!

"એ એક મારો સ્વપ્નો કે ખ્યાલ હોશે, બાંનુ," તેણે ખુલાસો કરયો, "મગર એક અબળાના ચેહરાની યાદ મને મારી ફુરસદની દરેક ઘડીમાં મારી આખી જીંદગી તુલક સંતાપતી રહી છે. હું તે પાક ચેહરાનું બ્યાંન કરી શકતો નથી, પણ તે એવા મીઠા, એવા મોહબતવંતા, એવા ફીરેસ્તાઇ અને એવા માયાલુ એક ચેહરાની યાદ છે કે જાણે જેનો મુકાબલો મેં તે પછી આજ તક કદી જોયો કે જાંણ્યોજ ન હતો. મેં તે ઘણી વાર કેનવાસપર ઉતારવા ચાહ્યું, પણ હું કદી તેને મારી યાદદાસ્તથી સંપુર્ણ ઇનસાફ આપવામાં ફત્તેહમંદ થયો નથી. સ્વપ્નામાં તે મીઠો ચેહરો હું અવારનવાર જોઉંછ, ને તેથી જાંણે મારાં મગજમાં તેનો એક રીકો છાપ પડી રહયોછ."

"પછી?" ગ્લેડીઝે વાતમાં ઘણો ઉમંગ લઇ પુછ્યું.

"ગુસ્સો ના કરતાં, બાંનુ, મગર તે ચેહરો મને માનવાને લાલચ થાએછ કે જાંણે તમારોજ હોય!"

"મારો?"

"હા, લેડી લીસ્ટર," તે છોકરાએ કહ્યું; "તેથીજ તમો બાઇ સાહેબને જોતાં સાથે હું દંગ થયો."

"ને તેજ મારો હાલ છે," ગ્લેડીઝે તેટલીજ તાજુબીથી હસીને કહ્યું. "મેં બી તમારો ચહેરો જાણે આગલ કંઠે જોયલો હોય તેમજ કાંઇ મને લાગ્યા કરે છે, પણ મારી ખાત્રી છે કે હું સીન્યોર વારીનીને પોતાને નથી ઓલખતી તો તમોને તો મેં કદી બી આગળ જોયલા નહીંજ હોવા જોઇએ ?"

એટલામાં એક આદમી લીઓનું ખાનું તૈયાર હોવાની ખબર કરવા આવ્યો. "એ નહીં ચાલશે," તે નોકરના ગયા પછી તે ઉપરથી ગ્લેડીઝે કહ્યું; "તમે અમારી સાથે ટેબલ પર કેમ નથી આવતા ?"

"મને શરમ લાગેછ, બાનુ," લીઓએ ઓજરખ્વાહીથી કહ્યું. "તમો જેવાં મોટાં આસામીઓ જોડે જમવાનો મને જરા બી અભ્યાસ થયો નથી."

"તેનો શું મુજાકો છે ?" લેડી લીસ્ટરે તકરાર કરી. "ખુદાને બાર ગરીબ ને ગદા એકજ છે. કાલથી મેહરબાંની કરીને "બૅલ" થતાં અમારી સાથે જમવા તમોને ટેબલ પર આવવુંજ પડશે."

"હું તાબે છું, લેડી," તે જવાંન ચીતારાએ કહ્યું,—અને ત્યારે ગ્લેડીઝ જાણે આ એક સુખકારક મીલાકાતથી ઘણીજ રાજી થયલી હોય તેવા દેખાવથી (લીઓને જમવા જવા બને માટે) કાંઇક આનાકાની સાથે ત્યાંથી પોતાના રૂમમાં ગઇ.

---

## પ્રકરણ ૧૪ મું.

તે મા દીકરા બંને તાજુબ થતાં રહ્યાં. બંનેને તે એકમેકનો ચેહરો આગલ જોયલો હોવાનો ખટકો થયાજ કીધો. એ ઘણી તાજુબીની વાત હતી કે અરસપરસ મલતાં સાથે તેઓનું ચિત ચોરાઇ ગયું, ને તેઓ એકમેકનોજ એકલાં પડતાં વિચાર કરયા કરતાં હતાં.

લેડી લીસ્ટરને તો જાણે તે છોકરા સાથે વાત કરયા કરવાની મોજ જેવી બીજી એકે મોજ હતીજ નહીં. તેનો અવાજ ને હસ્નક જાણે તેણીની દુખી જીંદગીનું સઘળું જાલમ દુઃખ ભુલાવી

દેતો. તે વાતચીતમાં જઇ જઇને લીઓને રોકી રાખતી, ને તેના ઉદ્યમમાં તે તેનો ઘણો વખત ખરાબ કરતી તેનું બી તેને ભાંણુ રેહતું કે થતું નહીં.

" એ અબળાના ચેહરાની યાદને લગતી તમે જે વાત કહી તે ઉપરાંત બીજી બી કોઇ કોઇ યાદો તમોને છે કે ? " તેણીએ એક દિવસ વાત પરથી વાત નિકળતાં સહેજ પાછું પુછ્યું.

" હા બાંનુ; મને મોટાં ઝાડો ને એક નદી કે દરયાની બી યાદ છે, " લીઓએ કહ્યું. " તે બધું મેં મારી છેકજ બચગીમાં જોયલું હોશે, પણ તેની બી એક ફીક્કી યાદ જાંણે તે ચેહરાની યાદની લગોલગ મારાં મગજમાં છપાઇ રહેલી છે."

ગ્રેડીઝે ઘણી આતુરતાથી તે જવાંન ચીતારા ભણી જોયું.

" બચગીમાં તમો કાંહાં રેહતા હતા તેની કાંઇ તમને યાદ છે ? "

" નહીં જી; હું સહમજતો થયો ત્યારે સ્કેલટનમાં રેહતો હતો તેથી જ્યાદા હું કાંઇજ યાદ કરી શકતો નથી, " લીઓએ ગમ-ખારીથી કહ્યું.

" ને તમારાં માએ બાપ ? "

" જેમ ઠગારા મી૦ બ્રેને મારો બાપ જાહેર કરવાની મને ફરજ પડી હતી તેમજ મરનાર મીસીસ બ્રેને હું " માતા " જાંણુતો હતો, " લીઓએ સહમજાવ્યું, " પણ મારાં ખરાં જીગરથી હું તો માનુંછ કે તે મારી સગી ને ખરી માતા હતીજ નહીં."

" સબબ ? "

" સબબ કે મને તેનાપર એક માએનું હેત કદી બી આવ્યુંજ નથી," લીઓએ ખુલાસો કર્યો. " તે મારા પર ઘણી માયાળુ ને મેહેરબાંન હતી, અને હું તેની પર મારા હેસાંનોના સબબથી તેટલોજ નમાનો અને તાબેદાર હતો; પણ અમો વચ્ચે મા દીકરાનું નાતું હોય એ તો હું માનતોજ નથી. હું તો ધારૂંછ જે મારી સગી માએ કે જેનાં પરીસુરત હોસાનનો અને એક ખરી માયનીજ મોહબતનો મારાં મગજમાં છાપ પડી રહયોછ તે તો બિચારી બેહેસ્તમુકામ પાંમીછ, ને તેથીજ પછીથી હું પરાયે આશરે ઉછરયો હોવશ."

"ઘણુંજ અજબજેવું."

"ઘણુંજ; હું ભુલીજ નથી જઇ શકતો," લીઓએ લાગણીઓ ને ઉશ્કેરણીથી જારી રાખ્યું, "હું ભુલીજ નથી જઇ શકતો કે એક એવા ઘણાજ મીઠા ચહેરાની અબળા મારાપર હેત કરતી હતી, વાંકી વલતી હતી, મને ખેલાવતી હસાવતી હતી, ને મારીપર રડતી હતી! શું કેહું, માતા," તેણે આંખોમાં આંસુ લાવી વધારયું, "જ્યારે હું સગાં માએ દીકરાને એકમેકપર મરી ફીટતાં ને હેત કરતાં જોઉછ ત્યારે મારી આંખ આંસુઓથી ભરાઈ જાય છે. ખોદાએ મનેજ કેમ એ જીંદગીનાં મોટાં સુખથી સદાનો બેનસીબ રાખ્યો હોશે?"

ગ્લેડીઝ રડવા લાગી! તે "નબળાઇ" આ કોઇ કેવળ ત્રાહીત આગળ બતાવી દેતાં તેને પોતાને નવું ને નખોજું લાગ્યું, પણ એક માની જુદાઇનો આ લાયક જવાંનને ગમ કરતો જોઇ તેનાથી બી તેનાં આંસુઓ ખંચાઇ શકાયાં નહીં. ઓ, તેનો લીઓ, તેનો વ્હાલો બેટો, જે કદાચ આ જવાંનનેજ મલતા આવતા ચેહરાનો તે એજ કીસમની કમનસીબીમાં ઉધરયો હોશે, તે બી જો જીવતો હોય તો શું એજ કીસમની ફરીયાદની હાય ઉઠાવતો નહી હશે?

અને એ રીતે જાણે તે મા દીકરા વચ્ચે એટલા વારમાં તો અરસપરસ વિશ્વાસ આપ લે કરવા જોગ હદ સુધીની વાતચીતનો એખલાસ બરપા થઇ ચુકયો હતો. લીઓને "આ કોઇ દયાળુ ને કુલીન બાંનુ" ઉપર જાણે એક માતાનુંજ હેત આવતું હતું, ને ગ્લેડીઝને "આ કોઈ કમનસીબ જવાંન" માટે એક માવીતરનીજ મોહબત બરપા થતી હતી. જો અર્લ કેઠે લાંબે ટપે જતો તો તે ગ્લેડીઝને ગમતું, ને ત્યારે લીઓને બાગમાં તેડાવી એકાદ મોટાં ઝાડના શીતલ છાંયા હેઠળ તેઓ એમ કલાકના કલાક સુધી તાહેલાં કરતાં મોજથી બેસી રહેતાં. લીઓનું કામ એ રીતે પછાત પડી જતું તેનો બી જાણે તે બેમાંથી એકને બી કશો વસવસો કે અફસોસ થતો ન હતો.

લીઓએ પોતાની બધી વીટક વાત માંડી મેલીને તેણીને કહી હતી. તેના પોતાના પૈસાની એક થાપણ હતી તે ચંડાલ બ્રે ચાંપી જવા પછીથી તે બાપડો ટુકડા રોટલીને માટે બી કેવો તવળતો રહેલો હતો, ને મોહલ્લે મોહલ્લે ઘરબાર વગરનો થઇ ભટકતો થયો હતો તે

બધું તે જવાને કહ્યું, ને તે સાંભળતાં "ખુદા જાણે કેમ" તે અબળાનું જીગર હદ વનાનું દર્દમંદ થયું.

હવે અહીં વ્હાલાં વાંચનાર ખ્યાલ કરી શકશે કે તે માદીકરાની આરસપરસની એ સ્વભાવિક દીલસોજી ને પવિત્ર માયાનો જુદોજ ને ભલતોજ નજીસ અર્થ ઉઠાડનાર ગ્લેડીઝનો એક શત્રુ જે તે છાપરાં હેઠલ હતો તે પેલો કમીનો ઑલબર્ટ હતો. તે આ રોજબરોજ વધતાં આવતાં વ્હાલનો મામલો ઘણી મોજથી તપારતો રહ્યો હતો. તે છેલ્લા વીસ વીસ વરસથી એવી કોઈ આરજુમાં તો એક ભુખ્યાં ગીદ્દની અદાથી ટીંગાઇજ રહ્યો હતો. ગ્લેડીઝે પરણી આવી તેની ઉમેદોમાં ધુલ ભેલી હતી, ને વળી એક વારસ બેટાનો જન્મ આપી તેનાં ઝેરનો પ્યાલો છળછળ ભરી આપ્યો હતો ત્યારથી તે કાંઇ ને કાંઇ એ કીસમનાં ખુણાંખાંચરાં તો ખોળતોજ રહયો હતો, પણ નિષ્કલંક ગ્લેડીઝની પવિત્ર અને સાધુસંતને બી શરમાવે એવી માનભરી વર્તણુકમાં તેને એવું કશુંજ મલી આવ્યું નહીં કે જેથી તે કાગનો વાઘ કરી અર્લનો વ્હાલો થાય, ને તે વરવહુને વીખુટાં કરી પોતાને થયલાં મોટાં નુકશાનનું કાંઇ બી વેર વાલે. તે વીસ વીસ વરસો તુલક નાઉમેદીથી ધવાયલો ફકત વાટ જોતોજ રહી ગયો હતો.

તેને તો પાણીચું બી મલતે. એક વારસ બેટાનો રેનૉલ્ડ ખાતે બખ્તાવર જન્મ થવાથી હવે આ આઇતા પરવારતા "વારસ"ને અત્રેજ રેહવા એકે હક ન હતો; પણ ગ્લેડીઝે પોતેજ અર્લને સલ્લાહ આપી કે એ હવે લાંજ છો રેહયો. એ વાત ઑલબર્ટ પોતે જાંણતો હતો, તેમ છતાં હરાંમનો ખીચડો ખાનાર તે હેમક એ બધી માયા મેહરબાંનીને કૃતઘ્ન થઇ ઉપર કેહવા મુજબ અવેજ વાળી આપવાની ગણત્રીઓમાંજ સદા જીવતો હતો.

ગ્લેડીઝે એક વાર આગલ અર્લના ખાનગી દસ્તાવેજો ખોળવાની પેલી વાત તે કાંઇ ભુલી ન ગયો હતો. તે ગ્લેડીઝના એક રીમાર્કથી પોતેજ વાંકમાં આવી જવાના ખ્યાલથી બીહીધો હતો ખરો, પણ તે બાંગર હતો માટે પુખ્ત વિચાર પછી તેને પાછી માનવાને લાલચ થઇ હતી કે તેમાં ગ્લેડીઝની મતલબ કાંઇ બી "ચોરી"ની હોવીજ જોઇએ. એમ છતાં એ વાતમાં કશું જોઇએ એટલું વજુદ હતુંજ નહીં, ને

તેથી બેપાયે કામ લઇ સાંખો પોતાનો હુરયો કરાવા તે રાજી થઇ શકતો હતો નહીં. એટલામાટે તે વીસ વીસ વરસ તક પોતાની બિલાડીની આંખ જેવી આંખ્યો ખુલ્લી રાખી નિયેહદારી કરતો રહયો હતો, પણ તેનો છેક અત્યાર સુધી વારો આવ્યો ન હતો.

અને હવે ? અને હવે તો તેને લાગ્યું કે સાબુત મુદ્દો તેના સપાટામાં આવ્યો હતો, ને ત્યારે તે ખુશાલીનો મારયો એકલો એકલો હસી બી દેતો. અર્લનાં બાહેર ગયા કેડે લેડી લીસ્ટર લગભગ સઘળો વખત તે પોરયાની કંપનીમાં ગુજારતી હતી—તેઓ ઢરાંપરાં કરતાં હતાં—બાગનાં એકાંતમાં કલાકના કલાકો સુધી એકલાં તાહેલાં કરતા બેસી રેહતાં હતાં એ બધું કમલાની આંખે પીલું જોનાર કરપીણોને તરેહવાર હવાઇ કિલ્લાઓ ઉઠાવાને મદદ થાય તેવુંજ હતું, ને તેથી પોતાનાં ગલીચ મનને પેશ પડતો અર્થ ઉઠાવી તે હવે આ સુખી ઘરમાં સંતાપનો સેહતાંન જગાડવા એકે પગે ઉલટમંદ થઇ રહયો હતો !

તેણે પોતાને માટે બધી આશા હજી મેલી દીધી ન હતી. જો ગ્રેડીઝનો કોઇ રીતે કાંટો કાઢી નાખવામાં આવે ને તે વરવહુનો વિયોગ થાય, ને બીજા હાથ પર કોઇ એતેફાક બીમારી કે અકસ્માતથી પેલો વારસ દુકતો વીલી જો મરણ પામે તો પછી તે પોતે ઘેર ઘડયો ને ઉંબર ચઢયો વારસ તો જાણે છેજ ! તેને એમજ લાગતું હતું કે આ નવો વારસ ( નવો હરીફ ) ઝાઝું જીવશે નહીં—જોકે તેમ માનવાનો સબબ એક બી ન હતો ! તે હેમકને એમ તો કદી ખ્યાલ થયોજ નહીં કે તે પોતે બી નાપાયદાર જીંદગીનો તેવોજ એક લાઇલાજ ગુલામ હતો, ને વાત કરતાં કોઇ દી તેનો પોતાનોજ વાવલો ઉડી જાય તે બી તેટલુંજ બનવા જોગ હતું ! પણ જો એ કીસમના દોજખીઓ એવી સઘળી ખરીજ ગણત્રીઓ કરી શકતા હોત તો વારતા લખનારાઓને નેકી બદીનાં જુદાં જુદાં પાત્રોનો ચીતાર આપવા બનતેજ કયાંથી ?

હવે કપટી ઑલબર્ટે ગ્રેડીઝની હીલચાલો ઉપર બારીકમાંબારીક તકેદારી રાખવા માંડી. વીસ વીસ વરસના જુલમાતભર્યા લાંબા અરસા દરમ્યાન પોતાનું વેર વાલવાનો એકે જોગ આજ તક તેને હાથ આવી શકયો નહોતો. સન્યાસ લીધેલા સાધુઓને બી શરમાવે તેવી પાકીજેહ શ્રદ્ધાથી તે સુંદરી સદા વરતતી રહી હતી, અને તે જોઇને

નાઉમેદીથી તેનું કાળજું બલી જલીને ખાખરાખ થઇ જતું હતું; અને ત્યારે હવે જે સાબુત ફટકો મારવાની આવી એક નાદર તક તેને મલી ગઇ તે છોડી આપવા કે ગુમાવી દેવા જેટલો તે હેમક નહીં હતો.

તેણે જોયું કે ગ્લેડીઝ આ કોઇ જવાંન જોડે જોઇએ તે કરતાં વધતી ભલી ગઇ હતી—તે તેના ઉપર વહાલથી વીહરી પડતી હતી—નોકર માણસોને તેનું સુખ સગવડ સાચવવાની તાકીદ પર તાકીદો આપતી હતી—અર્લ નહીં હોએ ત્યારે બધો વખત તે પીક્ચર ગેલરીમાં ભરાઇ રહીને તે ખુબસુરત જવાંન જોડે ખુશાલ વાતચીત કરયા કરતી હતી—તે પોતાની શોકાતુર અદાઓ વટીક ભુલી જઇને ઉલટમંદ અને ખુશનુદ બનેલી દેખાતી હતી;—અને એ સઘળો નવાઇજેવો મામલો જોઇને તે બુઢ્ઢો પોતાનાં મનને પુછતો અને પાછું પુછતો કે એ સઘળાંનો ભાવાર્થ તે જે પોતે માની લેતો હતો તે સિવાએ બીજો થઇ શકેજ કેમ કરીને ?

બીજા હાથપર પેલી બાળક રોઝ મોરટીમર હવે ચાલુ ઉધરભાવમાં ઉછરીને એક સોહામણી જવાંન બાંનુ થઇ હતી એમ અત્રે યાદ આપ્યા વના ચાલશે. તેનો પણ ભલી ગ્લેડીઝ પર અતી ઘણો પ્યાર હતો, અને તે પણ ગ્લેડીઝ સાથે, તેથી, અવારનવાર લીઓ જોડે ભેલાતી રહી હતી, કે જ્યારે તેને પણ તે વહાલો જવાંન ઘણો ગમી ગયો હતો. એ રીતે અવારનવાર તે ત્રણની ટોલકી કામકાજથી ફારેગ થઇને દીલખુશ લાહેલાં ચલાવા બેસી જતી, કે જે કીસમના એક અવસરે એક દિવસે મીસ રોઝ અચણુચ બોલી ઉઠી, "જુવો, લેડી લીસ્ટર, તમોને શું મી૦ બ્રેનાં કપાલમાં તમારાં કપાલનો એક અજબ જેવો મુકાબલો દેખાતો નથી ? હું તો હંમેશ એ જોઇને મનથી એખલી એખલી તાજુબ થયા કરૂંછ."

લેડી લીસ્ટર એ સાંભળી એકદમ ગંભીર થઇ. તે માતાને લાગ્યું કે તે જવાંન છોકરીનું કેહવું ખરેખર ઘણી મોટી હદ સુધી ખરૂં હતું, અને એ મુકાબલાની વાતથી તેને તેના લીઓની યાદ થતાં તેનું દર્દમંદ દીલ પાછું હદ વનાનું ઉશ્કેરાયું !

"કપાલજ માત્ર નહીં પણ હું તો એવણના આખા ચેહેરામાં બી તમારા ચેહરા સાથે એકમલતાપણું જોવુંઉ," ગરબડખોરી મીસ

રોઝે ગોલા ગબડાવતી જવાનું જારી રાખ્યું; "જાણે તેજ બાલ, તેજ નાક, તેજ હોઠ ! ખરૂં કહીએ તો જાણે એવણુ તમારા નાહના ભાઇ હોએની, લેડી લીસ્ટર, તેમજ દેખાએછ ! તમોને શું લાગેછ ?"

"મને બી એમ લાગેછ તો ખરૂં," ગ્લેડીઝે નરમાસથી કહ્યું; "તું મારૂં ધ્યાન ખેંચેછ ત્યારે મને બી લાગેછ કે તારૂં અનુમાન ઘણી હદ સુધી ખરૂં છે."

"કેવું અજબજેવું, મી૰ બ્રે ?" તે પટપટખોરી બકબકે પોતાનો પટપટારો જારી રાખ્યો, અને હસ્તાં હસ્તાં વધારયું, "લેડી લીસ્ટરના પોતાના દીકરા વીલી કરતાં બી તમે તો એ બાંનુને કંઇ અજબજેવી રીતે વધારે મલતા આવોછ !"—અને લેડી લીસ્ટર આ બોલોથી ચમકયા વના રહી નહીં. તેને ઘણુંજ તાજુબ લાગ્યું. આ અભિપ્રાય ઉચારવામાં આવ્યો ન હતો ત્યાં વેર લીઓ માટે એ મુકાબલાના સંબંધમાં તેનું એટલું બધું ધ્યાન કદી ખેંચાયું ન હતું.

"એકમલતા ચેહરાની મુસ્કેલીઓ તો રોજે અવલથી ચાલતી આવેછ," લાં લીઓએ ખુશ મીજાજે હસીને જવાબ કરયો, અને વળી ગ્લેડીઝને ત્યારે બી લાગ્યું કે વાત તો ખરી.

એ રીતે લૉર્ડ લીસ્ટરના મેહેલમાં જવાંન લીઓ બેવડી આગમાં બલી મરતો હતો. તે મનોહર ગ્લેડીઝપર એક મોહબતવંતી માતાના સકર્મી પુત્રનાંજ વહાલથી મોહીત થયો; તેણીનું સૌંદર્ય, એક ઉમરાવ-જાદીને શોભાવનારી તેણીની અદાઓ, તેણીનો નમ્ર સ્વભાવ, અને અગતકરીને તેણીના તરફનાં તેનાં એક નહીં સહમજી શકાએ એવાં દીલનાં ખેંચાણથી તે એ બાંનુ માટે મોહીત અને માહત થયો, અને જાણે એ તેનાં મનની મુંજવણુ હજી થોડી હોય તેમ રફતે રફતે મધુરી રોઝ મોરટીમર પણુ તેનું મન આકર્ષી રહી હતી !

તે જાણીબુજીને તે છોકરી સાથે પ્યારમાં પડયો એમ ન હતું. તેને તો એમ પ્યારમાં પડવાનો ખયાલ પણુ થયો ન હતો. તે તો ફકત ગ્લેડીઝ માટેનાં તેનાં માન અને ચાહમાં ગીરફતાર અને પોતાના હોનરને લગતા કામમાં મસગુલ મથ્યો રેહતો હતો, કે જ્યારે અચ્ચુચ એ બળવાન અસરકારક લાગણીઓએ તેનાં અત્યાર સુધીનાં બેઅસર જીગરપર છાપો મારયો.

ખરો પ્યાર એમજ બેમાલુમ આવે છે. તે શીખવેલો શીખાતો નથી, અને માગેલો કે નોતરેલો આવતો નથી. એ એક પવિત્ર લાગણી તેની અસરમાં એટલી બુલંદ અને તેની અગતમાં એટલી અશો અને પ્રમાણીક હોયછે કે તેમાં દેખાદેખી ને ઉધારસુધારનું, મન મનાવા ને મન સમજાવાનું કશું હોતુંજ નથી. ખચીત, એ પવિત્ર લાગણીની સીફારસમાં હજારો અને લખ્ખો વરસોથી બલકે રોજે અવલથીજ કવિઓએ ગાયું છે અને વીદ્વાનોએ લખ્યું છે, અને તોપણ તે થોડું અને ઓછુંજ છે—એવું એનું મહત્વ છે !

રોઝ જવાંન લીઓ કરતાં ત્રણ ચાર વરસ નાહની હતી, અને એ જોડી જાણે એકમેક માટે સરજાઇ હોએ—તે બંનેને ખુદાએ એકમેકને માટેજ જાણે નિર્માણ કરેલાં હોએ એવો તે એક દીલકસ દેખાવ હતો.

લીઓને રોઝની જલદીજ મોહીની લાગી. અત્યાર સુધી તે કોઇ એક બી એવી સુંદરીના સમાગમમાં આવ્યો નહીં હતો, કે જ્યારે આ એક પેહલીજ મધુરી હતી કે જેણે તેની તરફ ભલી લાગણીની દીલસોજી બતાવી હતી, અને જે તેના બદલામાં તેનું દીલ એ મીસાલે જીતી લઇ જઇ શકી હતી.

એજ દરમ્યાનમાં, વળી, નસીબસંજોગે લોર્ડ લીસ્ટર પારલમેંટની ચુંટણીનો વખત હોવાના સબબે અતી ઘણો રોકાએલો રેહવા લાગ્યો, એ જંજાલોને લીધે તે ઘણુંકરીને ઘેરની બાહરજ રેહતો, અને કોઇ કોઇ વખત તો લાગલાગત આખા બે ત્રણ દિવસની તેની ચાલુ ગેરહાજરી બી ગ્લેડીઝને લઇ ચલાવવી પડતી, ને એ સંજોગોમાં તે ત્રણેની દોસ્તી વધારે વધતી આવી. તે બંને અબળાઓ એકલી પડતાંજ લીઓને સોહાધતી જતી, અને તેના હાથમાંનું કામ જોરજુલમથી મુકાવીને તેઓ દીલખુશ તાહેલાં કરતાં બાગમાં કે એવાંજ કોઇ એકાંતમાં ઉતરી જતાં.

એ વખતે આલબર્ટને ઘણુંકરીને લૉર્ડ લીસ્ટર સાથેજ જવું પડતું હતું, અને તેથી તેનું પોતાનું તો પાકીને પસેહર થઇ જતું. તેને ઘરમાં રહીને ગ્લેડીઝની હીલચાલોપર છુપી દેખરેખ રાખવા અને મલી આવતા સઘળા પુરાવાઓ એકઠા કરવા ઘણું ગમતું હતું, પણ

લૉર્ડ લીસ્ટરને તેનાં કામમાં મદદ થવા તેના જેવા એકની ઘણી જરૂર જણાતી, જેથી તેનાં અનેક બાહણાંઓ હસી કાહડી તે ઉમરાવ પોતા જોડે પોતાના એ ઓસીઆલા સગાને ગોયા જોરજુલમથી તેડી જતો હતો.

તેણે ભડકો હજી કશો ફોડયો ન હતો. કાચે પાયે કામ લઇને સામો પોતાનોજ હુરયો અને ફેરતો—ફજેતો કરાવે તે માંહેલો એ આલબર્ટ એક ન હતો. તે તો મજબુતમાંમજબુત મુદ્દા અને દાખલાદલીલો સાથેજ કામ લેવાવાલો કરપીણ હતો. મુદ્દો જેવો જોઇએ તેવો સાબુત ન હતો તેટલાજમાટે તો લેડી લીસ્ટરે તેના ભરથારની લાયબ્રરીમાં તેના ખાનગી દસ્તાવેજો અને કરકાગલીઆં ચોરી-છુપીથી ખોળી મારયાં હતાં તે વાત અર્લથી આજતક તેણે છુપાવી હતી; પણ એ સઘળા નાધલા મોટા મુદ્દાઓ તે પોતાની ડાયરીમાં સંભાળથી ટપકાવ્યો જતો હતો, અને પ્રસંગ આવવે ખાનાખરાબી કરવા તે નાચીજ લુચ્છો છેકજ તાંપી રહયો હતો.

રોઝ ઘણી કેળવાએલી હતી. વળી ખુબસુરતીમાં બી તે એકી હતી. લાલ હોઠ અને સુંદર સફેદ હારબંધ સરખા દાંતોથી તે ચેહેરે-નમુન છોકરી ઘણી ખુશનુમા નજરે આવતી હતી. તે પોતે પણ ચિત્રકળાની શોકીન અને અભ્યાસી હતી, અને લીઓના નામીચા હોનરની, તેથી, પુષ્કળ કદર કરી જાંણતી હતી.

તે એક દિવસ પોતાનું એક ચિત્ર લઇને લીઓ આગલ લૅસન લેવા આવી. તેને એક ચોક્કસ ઠેકાણે કાંઇક મુશ્કેલી પડતી હતી, જેનો તે ખુલાસો ચાહવા અને સમજ લેવા આવી હતી; અને લીઓએ તેના સુવાલા નરમ હાથોમાંથી તે પૅન લઇને ઘણી નરમાસ સાથે તેની ભુલ બતાવી આપી.

તે તેથી ઘણી રાજી થઇ. "તમે જો એમ મને રોજ એકેક લૅસન આપો તો હું કેવી જલદી હુશીઆર થઇ જાઉં, મી૦ બ્રે?" તેણીએ હસીને કહ્યું.

"તમોને લૅસન આપવા મને ખરેખર ઘણું ગમશે," લીઓએ ઉલટમંદ કહ્યું, અને ત્યારે તે ખુબસુરત છોકરીનો ચેહરો આશકના સબબે છેક જોવાજોગ હદ સુધી મનોહર બન્યો.

" તમારી પાસે લૅસન લેવા હું લેડી લીસ્ટરની રજા માંગી લેવસ," તેણીએ નીચી નજરે અને ધીમે સાહદે કહ્યું.

" અને લોર્ડ લીસ્ટરની ?"

" તેવણુની રજા લેવાની એટલી જરૂર નથી, મી૦ બ્રે," તેણીએ કાંઇક હસીને હજી ઓશકાતાં શરમાતાં કહ્યું; " તેવણુ તો હમણાં આ " ઇલેકશન"ના સબબે એટલા બધા રોકાએલા રહેછ કે બીજી કોઇ બી વાતનો વિચાર કરવાની બી તેવણુને જાણે પુરસદજ નથી !"

સારાંશ, એ રીતે વાતો કરતાં તેઓ છેક અકેકની લગોલગ ઉભાં હતાં, અને એક બીજાની આંખ્યોમાં તે દિવસે પેહલીજવાર તે બંને પ્યારાંઓએ અરસપરસ બરપા થએલો તે મોટો પ્યાર વાંચી લીધો.

" જો લેડી લીસ્ટર મને રજા આપશે તો હું તેવણુને એક ફરેસ્તો જાણુશ," તે સુંદરીએ ધીમે સાહદે કહ્યું.

" અને તેવણુ એક ફરેસ્તોજ છે," લીઓએ ગરમ દીલસોજીથી ઉશ્કેરાઇને કહ્યું.

હયાં તેઓ એકાદ પલ ચુપકીદીમાં ઉભાં, અને પછી રોઝે કહ્યું, " ઓ મી૦ બ્રે, અમોને તમારી કંપનીનો એટલો બધો સહવાસ પડયોછ કે તમારૂં કામ અહીં પુરૂં થશે અને તમો પાછા સીધારશો ત્યારે અમોને ગમશેજ કેમ ?"—અને લીઓને તરત લાગ્યું કે વાત તો ખરી! તે તો ભુલીજ ગયો હતો કે તે અતરે એક કામદાર હતો, અને ફક્ત કામના સબબે લોર્ડ લીસ્ટરનો પહરાણો થઇને રહેલો હતો. એ વાત તો તેનાં લક્ષમાંથી સદંતર નિકળીજ ગઇ હતી, અને જાણે તે એજ કુટુંબનો હોએ, અને સદાકાળ એ મોટા મેહેલમાંજ ઉછરવાને સરજાયો હોએ તેમ તે એ બે બાનુઓ જોડે હળી જઇને હાલમાં ત્યાં રહેલો હતો.

" મને જલદીજ અતરેથી ઉચાંગરી કરીને જવું પડશે એ વાત તો જાણે હું ભુલીજ ગયો," તેણે તે પછી હસીને કહ્યું. " ખચ્ચીત, મને બી અહીંથી તમો મેહેરબાનોને મુકીને જવા ગમવાનું નથી. એ તો એક ઘણું દુખની યાદ થઇ ! હવે આખો દહાડો મને ગમવાનું નથી."

" મને બી નહી," રોઝે કહ્યું. " તમે અહીંજ જાયુકના રેહતા

હોતે તો કેવું મજાહતું ? બીચારાં લેડી લીસ્ટરને બી કેવું ગમે ? તમો માનસો નહીં, મી૦ બે, પણ તમે આયાછ તે પછી એવણ એટલાં બધાં ઉલટમંદ અને ખુશાલ બન્યાંછ કે હું તો રોજ તે વાસ્તે મારાં મનથી અજબ થયા કરૂંછ."

"આગલ એવાં નહીં હતાં ?"

"જરા બી નહીં," રોઝે જવાબ કરયો; "આગલ તો બિચારાંને જાણે કાંઇ છુપ્યો ગમ હોએ તેમ ઘણાંજ ઉદાસ અને બેચેન રેહતાંતાં. એ તો તમારા અત્રે આવ્યા પછીજ એવણનામાં એ જાંણુવાજોગ ફેરફાર થયોછ."

"હું એ સાંભળીને ઘણો ખુશી છેઉં," લીઓએ હેસાંનથી કહ્યું. "એ બાંનુ સગાં માએ જેવાં મેહરબાન છે, ને એવણને મારી કમીની હાજરીથી જો હું એક બી તાજગી આપી શકયો હોવશ તો મને તે જાંણીને ઘણું સુખ થશે."

"અને પાછા જશો ત્યારે ?"

"મને અત્રેથી જવાને હજી ચાર છ મહીના જોઇએ," તે જવાને થોડોક વિચાર કરી લઇ પાછો ઉલટમંદ બનતાં કહ્યું, "અને ત્યારે અત્યારથી તે માટે બલાપો કરીને નાઉમેદ થવાને શું કારણ છે ? ખુદા જેવો દાતાર છે. પછીની વાત પછી થઇ રહેશે. હું જો જલ્દીમાં-જલ્દી મારૂં આએ કામ આટોપી લઇ પુરૂં કરી શકું તોબી મને બીજા ચાર મહીના જોઇએ, કેમજે હું નથી ધારતો કે આવાં બેમુલાં ને નાદર ચિત્રોનું કલેકશન બીજા કોઇ બી ઉમરાવના મેહેલમાં આએ તરફ હોય ! હવે ત્યારે મારી આગલ લૅસન લેવા તમો આજે લેડી લીસ્ટર પાસે રજા માગી લેશો ?"

"હા."

અને તેણીએ તેજ દિવસે ગ્લેડીઝ આગલ પોતાની તે માનીતી અરજી રજુ કરી. "તમારી રજા હોય, માયજી, તો હું મી૦ બે પાસે રોજ અકેક લૅસન લેઉં ?" તેણીએ પુછ્યું.

"મને કશીજ અડચણ નથી, રોઝ, જો મી૦ બેને પોતાને એ માટે કશી અડચણ નહીં હોય તો," લેડી લીસ્ટરે માયાથી જવાબ કરયો.

"તેવણુને કશીજ અડચણ નથીજી," તે છોકરીએ કહ્યું. "તે વિષે તેવણે પોતેજ મને ખાત્રી આપેલી છે."

અને એ રીતે તે બે પ્યારાઓનું કીસમત ગોયા સીલ થઇ ગયું! લીઓ તે માહાણુબને શીખવવા હેતથી ઉલટમંદ થતો, ને એવા એક કીસબી શીક્ષક હસ્તક તે ચંચલ નજરની ઉલટમંદ શિષ્ય તારીફ-લાયક ખંત અને ઝડપથી પોતાનો અભ્યાસ વધારતી ચાલી. લીઓ પોતાની ફુરસદના વખતે ખુદરતનો એકાદ નાદર નકસ કેનવાસ પર ઉતારવાનું તેણીને બતાવતો બાગનાં એકાંતમાં કલાકો સુધી રોકાઇ રેહતો, કે જ્યારે લેડી લીસ્ટર પોતે એ "પીકચર" મોજથી ભાલતી બાજુમાં એકાદ ફર્ન હેઠલના બાંક ઉપર સુતીસુતી વાંચ્યા કરતી હતી.

તેને એ બે વ્હાલાંઓ વચ્ચે બરપા થયલાં હેતનો કશો એ સ્વપ્નો થયો નહીં. તે બંને જવાનો એકમેકને ચાહતાં શીખે એવી ફકર તો તે બાંનુને કશી થઇજ નહીં, કેમકે તે પોતે એ કીસમના અભ્યાસમાં પ્રવિણ ન હતી. પેહલી નજરના પ્યારમાં તે માનવાવાલી ન હતી, અથવા એવા એક પ્યારની હસતી વટીક તે જાણતી ન હતી. આપણે જોયું કે તે મજુર વર્ગના રીચર્ડ હાર્ટલેન્ડને છેક બાળ ઉમરે પરણી તે કોઇ બી પ્યારનું પરીણામ હતુંજ નહીં, અને પછીથી લાર્ડ લીસ્ટરને ચાહતાં શીખતાં બી તેને ખરેખર ઘણો વીલંબ થયો હતો.

---

## પ્રકરણ ૧૫ મું.

એમ તેઓ ચિત્રકામ કરતાં બેસતાં, અને એક દિવસ એવી એક સીટીંગ દરમ્યાન રોકે હસીને પુછ્યું, "મી૦ બે, છોકરીઓને ફુલોનાં નામ આપવામાં આવેછે તે તમને ગમેછે વારૂ?"

"ઘણુંજ ગમેછ," લીઓએ હેતથી કહ્યું. "રોઝ, વાયોલેટ, લીલી એવાં ખુશનુમા નામ કોણને નહીં ગમે?"—અને રોઝ એ તેનો એકરાર સાંભળતાં દીલખુશ તબ્યતથી ઠેઠ માથાંનાં તાલક સુધી લાલ થઇ ગઇ તે જોતાં રમુજ પામી તેણે વધારયું, "જેમ સ્રુષ્ટી એવાં ખુશનુમા પુષ્પોથી શોભા અને ધનસાક પામે છે તેમજ આદમ-જાતને શોભાવનાર એવી સુંદર અબળાઓ છે એવું મારૂં પ્રમાણીક મત છે."

રોઝ એ અનુમાન સાંભળતાં ખડખડાટ હસી પડી, અને, ટુંકમાં, એ રીતે તેમની દોસ્તી અને અરસપરસની હેત-પ્રીતભરી વર્તણુ રોજબરોજ વધતી આવતી હતી.

તેઓ બંને આગમાં હોમાતાં હતાં એમ તો એ મીઠી શરૂઆતમાં તે બેમાંથી એકને બી લાગ્યુંજ નહીં. એક સાધારણ ચીતારો ઉંચી પદવીના એક માનવંત અર્લની ભાણેજને ચાહવામાં અથવા ચાહવાની ઉમેદ વટીક કરવામાં નહીં માફ થઇ શકે એવી મોટી સરકશીની તકસીર કરતો હતો એવો ભય તો હેમક લીઓને થયોજ નહીં. એ તેને માટે ગોયા નવી દુન્યા—એક નવીજ જીંદગી હતી! એ તે છોકરાને માટે એક ધેલચ્છા હતી કે જેના ખ્યાલમાં વટીક તે પુરતો સુખી હતો. હવેજ તેને પોતાની જીંદગી વ્હાલી લાગતી હતી. અલબત, તે એક આવતાં શીહા ભવિષનો વિચાર કરતાં થરથરી જતો હતો, અને તોબી તે ભવિષ આવી પોહચે તે પેહલાં તે બંને અબળાઓના એકમેકથી ઉલટા પ્યારમાં તે જવાંન પુરતો સુખી રેહવા માંગતો હતો.

તેણે લેડી લીસ્ટરની એક સબી ચીતારવાનું પોતેજ ઓજર-ખ્વાહીથી માંગી લીધું. તેની ઉપર તેણીને એક માતાનુંજ વ્હાલ આવતું હતું, અને તે પોતે તેણીને એટલાંજ હેતથી ચાહતો હતો, એટલે એ દરખાસ્ત બેઉનાં મતથી એક અવાજે મંજુર અને બાહાલ રહી એ તો સ્વભાવિક રવેસે જે થવું જોઇએ તેજ માત્ર થયું.

"હું એક તમારી સબી તૈયાર કરીને મારી સાથે લેઇ જવા માંગુછ, બાંનુ," તેણે કહ્યું; "હું નથી કહી શકતો કે કાંએ, પણ તમો મેહેરબાંનને મેં જોયાં ને જોયાં મારી જીંદગીમાં જાણે એક ચમતકારીક ફેરફાર થયો છે, અને મારાં જીગરમાં જે સદા કાળની ઉંડી ઉદાસી અને ઉજાજડપણું હતું તેને બદલે તેમાં નવી તાજગી અને ખુશનુદી આવેલી છે! એટલાવાસ્તે તમો મેહરબાનોને જ્યારે છેલ્લી સલામ કરી મને જવું પડે ત્યારે તમારો મીઠો અને માનીતો ચેહરો તે ચીત્રમાં સચવાઇ રહેલો તમારાં એક બચ્ચાં તરીકે હું અત્રેથી મારી સાથે લઇ જવાની ઉમેદ કરૂંછ."

"તમોને એટલું બધું મારી પર હેત આવેછ?"

"હા માતાજી," લીઓએ હાથ જોડી કહ્યું. "મેં તમોને

આગલ કહ્યું તેમ તમારો ચેહરો ખુદા જાણે કેવી રીતે મારાં મગજમાં ગોયા છપાઇ રહેલો છે, અને જો તમો મને "સીટીંગ" નહીં આપો તોપણ હું તમારૂં પીકચર દોરી શકશ; મગર એવા એક બેમુલ ચહેરાને હું સંપુર્ણ ઇનસાફ આપી શકું તેથી તમોએ મારીપર એટલી નવાજેશ કરવી જોઇશે."

ગ્લેડીઝ હેરત રહી ! આ છોકરાનું એટલું બધું હેત ને તેની ઓજરખ્વાહી તેને તાજુબ કરયા વના રહી શકયાં નહીં. તે કોણ હતો જે તેનીપર તેને એટલું હેત આવતું હતું? તે કોણ હતો જે તેણીને પોતાને તેનીપર એટલું બધું હેત આવતું હતું ? તે કોણ હતો કે જે એટલો બધો રંગરૂપમાં તેણીને મલતો આવતો હતો ? તે કોણ હતો જે તેનાં જીગરમાં તેણીની સબી એવી અગાધ ઉંડી અસરો સમેત સચવાઇ અને છપાઇ રહી હતી ?

તે સેંહેકડો જવાંનોના સમાગમમાં આવી હતી—જવાંનો કે જેઓએ તેની જાબજા તારીફો કરી હતી, ખુશામદો કરી હતી, અને તેને રાજી કરીને તેનું દીલ જીતવા એકથી એક હજાર પ્રપંચો કરયા હતા; તે બધા જવાનોનો તે પરીશ્રમ કેવળ મીથ્યા થયો હતો, કે જયારે આ એકજ જવાંન હતો કે જે તેનું દીલ એ ફીસમે ખરેખરૂં હરી લઇ શકયો હતો—એટલે સુધી કે તેને ફક્ત બોલતો સાંભળતાં બી તેનાં અંતરમાં હર્ષ બ્યાપી રેહતો, અને ખુશીને મારે તેનું લોહી થંબ થઇ જઇ બદનમાં ફરી શકતું ન હતું ! એ બધું, તે પોતાનાં મનને પુછતી હતી કે, સાદું સાદું અને સાધારણજ હતું—કે તેનાં બાતેનમાં કાંઇ ભયંકાર ભેદ છુપ્યો હતો ?

તેણીને વેહેમ ચાલુ થઇ ચુકયો હતો. આ તેનો લીઓજ હોએ તો ? ઓ ખુદા, તે વિચાર કરતાંજ તે થરથર ધ્રુજતી હતી ! આ કોઇ મા વગરનો બેટો હતો, અને એ બેટાની મા દેખીતી રીતે બચ્ચગીથીજ ખોહવાઇ ગઇ હતી !

"મી૦ બે," એક વખત નાસ્તા પરથી ઉઠતાં તેણે કહયું, "જો તમોને ફુરસદ હોએ તો હું તમારા ઓરડામાં આવીને તમારી સાથે થોડીક વાત કરવા માંગુછ."

"તમારી સાથે વાત કરવાને મને આખો દાહાડો ફુરસદજ છે," લીઓએ હસીને કહ્યું. "એ તો મારી જીંદગીની મોટામાંમોટી મોજ છે."

તેઓ અરધા કલાક પછી પીકચર ગેલરીમાં પાછાં મળ્યાં.

"તમારી પીછી બાજુ મુકી દેવો, મી૦ બ્રે," તે માતાએ કહ્યું; "ચાલો, આપણે થોડીક તમારે વિષેની વાત કરીએ."

એ વખતે એમ કેહતાં તે ઘણી ઉસ્કેરાએલી દેખાતી હતી. તે તેની સામે ઉભી બી ભાગ્યેજ રહી શકતી હતી.

બારીઓમાંથી સુર્યનારાયણની રોશણી નાચતી કુદતી અંદર આવીને તે પીકચરગેલરીને ખુશનુદ અને તેજસ્વિ કરતી હતી, અને તે મા દીકરાના સોનેરી વાલો ઉપર તે તેજ અને ખુશનુદી બેવડો ઇનસાફ પામતાં તે દીલકસ જોડીને બેવડી મનોહર બતાવતી હતી।

તેઓ રૂબરૂ ઉભાં હતાં—તે મા અને દીકરો; અને તોપણ પરાયાં તરીકે હાલમાં તેઓ હજી એકમેકથી હજારો કોસ દુર હતાં। બંનેનાં પ્રેમાળ જીગરો સ્વભાવિક હર્ષના ઉછાલા મારી રહ્યાં હતાં, અને તોપણ હજી સુધી તે બન્ને એકમેકને કેવળ ત્રાહીત હતાં.

"મી૦ બ્રે," અંતે તે માતાએ લાગણીઓથી થરથર ધ્રુજતા અવાજે કહયું, "મને તમારી બચગીનો બધો હેવાલ અવલથી આખર તક મેહરબાની કરીને માંડી મેલીને કેહવો, ને હું પછીથી ખુલાસો કરીને તે પુછવા વાસ્તેનો મારો સબબ તમોને સમજાવશ."

લીઓએ એ ઉપરથી એ હુકમ માન્ય કરીને પોતાની બચગીની જે હકીકત તેને યાદ હતી તે સઘળી વીગતથી કહી સંભળાવી, અને તે સાંભળતાં તે દુખી માતાનો ચેહેરો જયાદા ફીકકો મારયો.

"ત્યારે તમે મી૦ બ્રેનાં નામથી ઓલખાવા લાગ્યા તે આગમચ શું તમે સ્ટોનની અટકથી ઓલખાતા હતા?" તેણીએ મોટી ઉસ્કેરણીથી પુછ્યું.

"જી હા," લીઓએ જવાબ કરયો. "મને એમ ખ્યાલ છે કે ચારલ્સ અને સુસન મારાં માતપીતા નહીં હતાં, અને કોઇએ મને તેઓના હવાલામાં સોંપ્યો હતો. વળી હું એમ બી જાણુંછ કે એ રીતે મને તેઓને સોંપનારે નાણાંની એક મસ મોટી રકમ મારા નીભાવ અને કેળવણી સારૂ તે લોકને આપી હતી, જે પાછળથી લુચ્છો મી૦ બ્રે ઉચાપટ કરીને ખાઇ ગયો, અને ત્યારથીજ મારી હાડમારીઓ અને મુશકેલીઓ ચાલુ થઇ."

"ગરીબ છોકરો !" તે માતા દયાલુ તબેહથી પટપટી,—અને એટલુંજ સાંભળતાં તો તેણીની આંખો આંસુથી ભરાઇ ગઇ.

"હુ મી૦ સ્ટોનના વખતમાં તેનાં ઘરમાં સુખી હતો," લીઓએ જારી રાખ્યું. "તેણે પોતાની ફરજો ઘણી ઇમાનદારીથી અદા કરેલી છે, અને તે ભલા મરનારના વખતમાં હું કોઇ વાતે મોહોતાજ નહીં હતો; પણ તેનાં મરવા પછીથી સુસને મી૦ બ્રે સાથે બીજું ઘેર કીધું ત્યારથી તે વર બૈયર વચ્ચે મારા પૈસાટકા સંબંધી ઘણીક વખત કજયૌકંકાસ થતો મેં સાંભળ્યો હતો. એક વખત તો મી૦ બ્રે ચીરડાઇને બોલ્યો હતો કે 'એ કોણનો દુકતો છે અને તમો લોકને કોણે એને સોંપ્યો તે જો તું ખુલાસાથી મને કેહતી હોય તો હું હમણાં જઇને તે આસામી પાસેથી જાસ્તી નાણું નીચવી લઇ આઉં,'—પણ સુસન ચીસ પાડીને સાફ ના કેહતી કે 'હું મરી જવશ પણ એ ભેદ તુંને કે કોઇને કેહવાની નથી.'—અને તે બિચારીએ પોતાનો તે રૂડો ઠરાવ છેક અંતની ઘડી સુધી તે બદમાસ સાથે બાથોબાથ લડીને અમલમાં મેલ્યો. એમ છતાં, એ તકરાર સાંભળવાથી મારી એટલી તો ખાતરજમા થઇ કે હું સુસન અને સ્ટોનનો છોકરો નહીંજ હતો, અને મને કોઇ બીજાઓએજ એક મોટી રકમના ઉચકા સાથે તેઓને સપુર્દ કરેલો હતો."

"પણ તમે કહી શકતા નથી, મી૦ બ્રે, કે કોણે તમોને તે લોકોના હવાલામાં સોંપ્યા હશે ?"—અને એમ કેહતાં તે માતા હજી વધારે ઉશ્કેરાઇ આવી, કેમજે લીઓએ રજુ કરેલી ઉપલી હકીકત ઉપરથી, વાંચનાર જોશે કે, તે પુરતી શંકાશીલ થઇ ચુકી હતી.

"નહીંજી, તે હું કાંઇજ કહી શકતો નથી," તે છોકરાએ જવાબમાં કહ્યું.

"ચારલ્સ સ્ટોન ! ચારલ્સ સ્ટોન !" તે માતાએ પાછું અને પાછું યાદ કરતાં કહ્યું; "એ નામ મેં આગલ સાંભળ્યું હોય એમ મને કાંઇક ખટકો થાયછ ખરો. તમે કાંહાં રેહતા હતા ?"

"સ્કેલ્ટન ગામમાં."

"સ્કેલ્ટનનો ચારલ્સ સ્ટોન !" તે માતા લગભગ એક દીવાની-

નીજ અદાથી પાછું પટપટી, અને લીઓ તે અબળાના એ હાવભાવ અને ઉસ્કેરણીઓ જોઇ ઘણો તાજુબ થયો.

"લેડી લીસ્ટર," તેણે તે પછી નરમાસથી કહ્યું, "તમો ઘણાં ઉસ્કેરાયલાં અને દુઃખી થયલાં દેખાઓછ! કાંઇ બુરૂં થયુંછ? કાંઇ જાણવાજોગ સબબ છે? મારી કેફીઅતમાં કાંઇ એવું છે કે જેમાં તમો બાઇ સાહેબને કાંઇ લાગતુંવલગતું હોય?"

તે માતાએ જવાબ દીધો નહીં. તે ઉંડા વિચારોમાં થોડીક પલ ગીરફતાર થઇ ગયલી દેખાઇ, અને પછી તેણીએ ધ્રુજતા અવાજે કહયું, "ભલા મી૦ બ્રે, તમારે મારીપર એક મેહરબાંની કરવી જોઇશે. એ કામ હું બીજા કોઇને સોંપી શકવાની નથી."

"ફરમાવો, બાંનુ; તમો જે હોકમ કરશો તે મારી આંખોથી હું તરત બજા લાવશ," લીઓએ તાબેદારીથી જવાબ કર્યો.

"તમે કાંઇ બી બાહણું કાહડીને લોર્ડ લીસ્ટર પાસ થોડા દીવસની રજા લેવો, અને સ્કેલ્ટન ખાતે એક ફેરો મારી આવો."

"ત્યાં જઇને મારે શું કરવું?"

"એ સ્ટોનનું ફેમીલી કોણ છે તેની આગલી પાછલી બારીક વીગતો લાવો. તે લોકો સ્કેલ્ટનમાં કયારે રેહેવા આવ્યા, અને તેઓનાં લાગતાંવલગતાંઓ અથવા ઓળખાણ પીછાણનાં કોઇ હજી ત્યાં છે કે નહીં તે બધું જમા કરીને લઇ આવો," તેણીએ છેક કાકલુદીની ઢબે માંગી લીધું.

"હું મોટી ખુશીથી જવશ, બાંનુ," તે છોકરાએ કહ્યું; "મારા લોર્ડની રજા લઇને કાલેજ હું અત્રેથી ઉપડી જવશ."

"હા, પણ એ નહીં ધારેલી મુસાફરીના ખરચનો બોજો તમારે માથે પડવો નહીં જોઇએ," ગ્લેડીઝે ગરમ દીલસોજીથી કહયું—અને પૈસાથી ખચખચ ભરેલી એક થેલી બજીદ થઇને તેણે તે છોકરાના હાથમાં આપી. એ ગંજાવર રકમ એ રીતે તેને સપુર્દ કરી દેતાં તે અબળાને કશી પણ આનાકાની થઇ નહીં;—દુઃખ નહીં પણ તેથી તેને ઘણું સુખ થયું!

"એ તમારી નોકરી હું મારા પોતાના પૈસાથી કરતે તે મને વધતું ગમતે," લીઓએ હસીને કહ્યું.

"નહીં, તેમ થવું નહીં જોઇએ," તે માતાએ ચુચકળ્યું. "હું હમણાં તમોને બધો ખુલાસો કરીને કહી શકતી નથી, પણ જો આએ સ્ટોનનાં ફેમીલીને લગતી બાતમી તમે મેળવી લાવશો તેમાં મને કાંઇ એવું મલશે કે જેથી મારી દયા ને મારી અરજો ખુદાએ વરસો પછી બી સાંભળી અને વાંચી એવું પુરવાર થશે તો તમે બધું જાણશો."—અને લાગણીઓ વશ ન રેહેવે વાત ઉડાવાની મકસદથી વળી તેણીએ વધારયું, "ત્યારે તમે કાલેજ જશો કેની ?"

"હા જી, હું કાલેજ અત્રેથી ઉપડી જવશ," લીઓએ ખાત્રી આપી.

તેણે તેજ રાત્રે લોર્ડ લીસ્ટરની રજા માંગી લીધી. એક જરૂરનાં કામે તેને બાહરગામ જઇ આવવું છે એવું તેણે બાહણું બતલાવ્યું, અને તે ઉમરાવે તેને એક બોલે રજા આપી.

સુંદર રોઝ તેનું જવાનું સાંભળીને ઘણીજ નાઉમેદ બલકે દુખી થઇ ગયલી દેખાઇ. તે સમાચાર સાંભળવા સાથે દુ:ખનો એક ઝટકો જાંણે તેના મોહક મુખડાપરથી પસાર થઇ ગયો. તેના વગર તે મેહલ હવે તદન સુનકાર થઇ જશે એમ તે મધુરીને લાગ્યું.

"તમો પાછા કયારે આવશો ?" તેણીએ આતુરતાથી પુછ્યું.

"હું પાંચ સાત દીવસોમાંજ પાછો આવશ," લીઓએ ધીરજ આપી—અને તે બન્નેનાં દીલ કેટલી હદ સુધી એકમેકમાં ગંઠાઇ ગયાં હતાં તે આ વખતે અરસપરસના અભ્યાસથી વધતી ખાત્રીપુર્વક રવેસે તેઓ બેઉ જોઇ શકયાં.

લેડી લીસ્ટરે તેને ઉપડી જતો પોતાની બારીમાંથી જોયો, અને તેણીનું આશાવંત જીગર તે છોકરા પછવાડે જાંણે તણાઇ ગયું. તેણીએજ તેને મોકલ્યો હતો—સ્કેલ્ટનનાં કુટુંબની આગલી-પાછલી જાણવા તે અત્યંત આતુર રહી હતી, અને લીઓ જે જવાબ લઇ આવે તે માટે શંકાશીલ ફીકરોથી તે જાંણે તે પાછો આવે ત્યાં સુધી ધ્રુજતી રહી.

# પ્રકરણ ૧૬ મું.

લીઓ જ્યારે પોતાનાં એ અગત્યનાં કારજથી પરવારીને પાંચ છ દીવસ પછી પાછો ફર્યો ત્યારે છેક રાત થઇ ગયલી હતી, અને મોડું ઘણું થઇ ગયલું હોવાના સબબે તે રાતોરાત તો લેડી લીસ્ટરને મલાય એમ ન હતું.

સહવારે તે મા-દીકરો મલ્યાં.

"શું ખબર લઇ આવ્યા, મી૦ બ્લે?" તેણીએ જેહમતથી ઉભી રેહતાં પુછ્યું, કે જ્યારે હીરા મોતીમાં મઢેલા તેના કોમળ કર ધ્રુજતા હતા તે સ્પષ્ટ જણાતું હતું!

"હું થોડીક ખબર લઇ આવ્યોછ, બાંનુ," તે છોકરાએ સાદાઇથી કહ્યું. "તમે મને મોકલ્યો ત્યારે મને એમ લાગતું હતું કે તમારી બધી કાલજી, ચીંતા અને ફકર સ્ટોનના સંબંધમાંજ હશે, પણ મને તાજુબી વચ્ચે હવે ખાત્રી થાયછે કે તે મારા પોતાના સંબંધમાં હોવી જોઇએ."

"તમે શું ખબર લાયાછ?" તેણીએ અધીરાઇથી પુછ્યું—કે જ્યારે તેનો અવાજ માંડમાંડ સાંભળી શકાતો હતો!

"ચારલ્સનો બાપ અને બપાવો એ સ્કેલટનનાજ રહીશ હતા, અને ચારલ્સ બી ત્યાંજ જનમ્યો હતો," લીઓએ ખુલાસો કરયો. "તે અઢાર વરસનો થયો ત્યાં સુધી ત્યાંજ રહેલો હતો, જે પછી તે નવો ધંધો શીખવાને વાસ્તે છ વરસ સુધી લંડન આવી રહયો હતો. એ દરમ્યાનમાં તેનો બાપ મરી ગયો, અને તેથી તેને સ્કેલ્ટન એકદમ પાછું જવું પડ્યું, જ્યાં આવી તે પોતાના બાપનાજ ધંધામાં મંડાયો, અને પછીથી સુસન સાથે પરણ્યો."

"પછી?"

પણ લીઓ હવે આગળ બોલવા માટે કાંઇ આનાકાની કરતો દેખાયો! બોલવું કે નહીં—કેહવું કે નહીં તે માટે જાણે તે શંકાશીલ થયો.

"કેમ બોલતા નથી, મી૦ બ્લે? ઓ, એકદમ જે હોય તે મને કહી દેઓ?" તે અબળાએ લગભગ તવલાત કર્યો.

"મારા કેહવાથી આપ માનવંત બાનુને કદાચ કાંઈ માઠું લાગે તો મને માફ કરજો," લીઓએ કહ્યું. "સ્ટોનને લગતી તલાસ કરવા પછી મેં સુસનને લગતી તલાસો કરી, અને ત્યારે—અને ત્યારે—"

"અને ત્યારે શું?"

"અને ત્યારે હું જાણી શક્યો કે સુસનની માતા ઘણો લાંબો વખત સુધી લોર્ડ લીસ્ટરના પીતાજીના વખતમાં આએ રેનવૉલ્ડ મેહલમાંજ "હાઉસ કીપર" ની જગ્યાપર નોકરીએ હતી," લીઓએ ધીમેથી કહ્યું.

"હયાં? આએ મહેલમાં?" લેડી લીસ્ટરે અજાયબીથી લગભગ ચીસ પાડી; "તમારી ખાત્રી છે? તમારી કાંઇ ભુલ તો નથી? તમે ઘણી ચોક્કસજ ખબરો મેળવેલી છે?"

"ઘણીજ ચોક્કસ, બાનુ," લીઓએ કહયું; "હું જે કેહુંછ તેનો બોલેબોલ ખરો છે એમ પુરવાર કરી લીધા પછીજ હું તે તમોને કેહવાની હીંમત કરૂંછ.

"વારૂં, કાંઇ બીજું ?"

"એ લોકના પરણ્યા પછી એમ કેહવામાં આવેછ કે સુસન થોડા દાહડા કેઠે જઇ આવી હતી," લીઓએ આગળ ચલાવ્યું, "અને જયારે તે પાછી આવી ત્યારે તે પોતા સાથે એક બચ્ચું લેતી આવી, જે હું હતો. તે મને કયાંથી લાવી તે કોઇએ જાણ્યું નહીં, કાંયજે તેણે કોઇને કહયું નહીં. તે કોઇ સગાંનું બચ્ચું લઇ આવી હતી, અને તે વરબૈયરે મને દીકરો કરી લીધો હતો એટલોજ ખુલાસો ફકત તેણીએ જાહેર કરયો હતો. હવે તેથી મારી વધતી ખાત્રી થઇછ કે હું સુસનનો દીકરો નથી. મેં સ્કેલ્ટન ખાતેનાં તે વખતનાં રેજીસ્ટરો પણ તપાસાવ્યાં પણ સુસન અને ચારલ્સના દીકરા તરીકે મારો જનમ તેમાં નોંધાયોજ નથી. તેઓને બચ્ચું થયુંજ નહીં હતું એમ એ આખું ગામ જાણે છે. તે ઘણી ભલી બૈરી હતી, અને ચારલ્સને ઘણી સારી રીતે ચાહતી હતી, માટે તેનાં મરવા પછીથી તરતજ લુચ્ચા બેની લતરાજથી ઠગાઇને તે પોતાના મરનાર ખાવંદના એ વડા કામદાર સાથ પરણી ગઇ તેથી લોકો ઘણાં અજબ અને દલગીર થયાં, ને તે પછી બે તેને લઇને ત્યાંથી જતો રહયો એટલે સુસનનું ત્યાર બાદ

શું થયું તે ત્યાંનાં લોકો કશું જાણતાં નથી. એમ છતાં મને પોતાને તો તે બધું ખબર છે, અને મેં તમોને તે કહેલુંજ છે, કેમનજે તે વખતે તો હું સમજનો થઇ ચુકયો હતો. હું જે આ સઘળી હકીકત સાંભળી આવ્યો તેમાં આપણને ચોંકાવનારી વાત ફક્ત એટલીજ છે કે સુસનને આ મેહલ સાથે કોઇ રીતે અજાણ્યું નહીં હતું."

તે માતા પોતાના ફરજંદને ટીકી ટીકીને જોતી હતી! તેનાં દીલમાં શા દરીઆ ઉભાતા હતા તે જવાંન લીઓ હજી એ જાંણતો ન હતો.

"ઓ, હવે હું શું કરૂં ?" તે અબળા વધતા ગભરાતમાં અરધું મનસે—અરધું મોટે પટપટી. "મી૦ બ્રે, તમારી તદનજ ખાત્રી છે ? કાંઈ ભુલ તો નથી!"

"એક જરા બી ભુલ નથી, બાનુ," તે છોકરાએ જુસ્સાથી જવાબ કર્યો.

"શામાં ભુલ નથી, મી૦ બ્રે ?" એવામાં એક ધાડા અવાજે પછવાડેથી પુછ્યું,—અને તે મા-દીકરાએ ચમકીને પાછળ ફરી જોયું તો લોર્ડ લીસ્ટર પોતે તેમની છેક લગોલગ આવી ઉભેલો હતો!

તે પોતે ગુંચવાયલો દેખાતો હતો. પોતાની મોહરદારનો ગભરાત અને તે જવાંન ચીતારાની ઉસ્કેરણી એક તડાકે જોઈ લઇને તે ઘણો અજાએબ થયલો જણાયો.

"મેં આવીને તમોને તમારી કાંઇ અગતની વાતચીતમાં હરકત કીધીછ, વારૂં ?" તેણે કાંઇક અણકાના તોરથી પુછ્યું—અને અદેખાઇ જે આપણે જાંણીએ છીએ તેમ એ ઉમરાવની નસેનસમાં જન્મથીજ જરડાઇ ગયલું એક ઝેર હતું તે આ બે વચ્ચેનો એખલાસ જોઇ તેની આંખમાં એકદમ ઉછળી આવી.

ગ્લેડીઝ તો, એમ છતાં, કાંઇ બોલીજ નહીં. તે બોલી શકીજ નહીં, અને તે મામલો જોઇ લીઓએ પોતેજ જવાબ કરયો.

"હું લેડી લીસ્ટર આગલ મારાં આગલાં થોડાંક દોસ્તોની વાત કરતો હતો, સાહેબ," તેણે કહ્યું.

"ત્યારે તમારાં આગલાં દોસ્તોની વાતમાં લેડી લીસ્ટરને દેખીતી રીતે ગમત પડેછ ખરી ?" તે ઉમરાવે તુચ્છકારના દેખાવથી કહ્યું. "હું ઘણો ખુશી છેઉં, કેમજે અમારી તો કોઇ બી વાતચીતમાં એવણ ગમતથી ભાગ લઇ શકતાંજ નથી!"—અને પછી વળી લીઓ તરફ ફરીને વધારયું, "તમારૂં કામ કેમ ચાલેછ, મી૦ બ્રે ? તે હું જોવા આવ્યોછ; આજે મને થોડી ફુરસદ છે."

લેડી લીસ્ટરે આ "હીંટ" લીધી. તે દમામથી ફરી, અને "ગુડ મોરનીંગ, મી૦ `" એટલું બોલી તે ઓરડામાંથી બાહર નિકળી ગઇ.

તેણીનું હૃદય જવાળામાં જળતું થયું.

લીઓ જે બાતમી લઇ આવ્યો હતો તે ઉપરજ તે વિચાર કરતી કલાકો સુધી રોકાઇ રહી. સુસન આ મેહલને લગતી હતી એટલેજ શું ? એને કોણે છોકરૂં સોંપ્યું હશે ? આએ છોકરાપર તેને એટલું હેત કાંએ આવતું હતું ? શું આએ તેનો લીઓજ હતો કે જેને લો` લીસ્ટરે સુસનને સોંપ્યો હોય ? ઓ ખુદા, એ વિચાર કરતાંજ તે બિચારી ભગજથી બેભગજ થઇ જતી હતી.

હવે શું કરવું તે તેને સુઝતું ન હતું. તે આખો દહાડો વિચારમાં અને વિચારમાં કેમ અને કયાં ગબડી ગયો તે તેણે જાણ્યું બી નહીં.

ખાનાની ટેબલપર તે લીઓને પાછી મળી, પણ લોર્ડ લીસ્ટર તે વખતે હાજર હોવાથી પોતાની માનીતી મુરાદને લગતી વાત તે આ વખતે તેની જોડે કશી બી કરી શકી નહીં, અને જમવા પછીથી વળી તરતજ પોતાનાં પીકચરો સંબંધી કામકાજ માટે તે અર્લ લીઓને પોતાની સાથે લઇ બહાર જતો રહયો.

શું તે અદેખો થયો હતો ? શું તે કાંઇ બીગાડ સમજી ગયો હતો ? શું તે તેમને બાખસુસ એકઠાં નહીં થવા દેવાજ એમ વચ્ચે હોમાયા કરતો હતો ?

તેણીએ તક જોઇને પાછી લાયબ્રેરીમાં જુસ્તેજો કરવાનો અને પોતાના ખાવંદનાં ખાનગી કરકાગળયાંઓ તપાસવાનો કસ્દ કર્યો. આગળ તેણીની એ જુસ્તેજો સઘળી બ્યર્થ થઇ હતી તે કાંઇ તે ભુલી ગઇ ન હતી, પણ હવે તેને લાગ્યું કે સ્કેલ્ટન ગામને લગતું અથવા તો

સ્ટોન નામને લગતું કાંઇ બી નોંધેલુંપોતેલું મળી આવશે તો ખરી વાતની તેને સહેલમાં બાતમી મલી જશે !

આજેજ તે તક હતી. લોર્ડ લીસ્ટર, ઉપર કહ્યું તેમ, લીઓને લઇને ગયો હતો તે છેક સાંજ સુધી પાછો ફરે એમ ન હતું; અદેખો આલબર્ટ પણ પોતાના બે દોસ્તો સાથે "શુટીંગ" પર ગયો હતો, ને રૌઝ પોતાના ઓરડામાં પોતાનાં ચીત્ર-કામપર રોકાયલી હતી, એટલે ગ્લેડીઝ હાલમાં તે મોટા મેહલમાં તદન એકલીજ હતી.

એક વાર ફરીને, તેથી, ખંચાતાં કદમોએ ને ધ્રુજતી છાતી સાથે તે અભાગની માતા લાયબ્રેરી તરફ ગઇ. તે, એમ કરતાં, ઉંબરપર એકાદ પળ થોભી, ને મખમલના પરદાઓ બન્ને હાથે હટાડતાં અંદર દાખલ થવા સાથે તેણીએ તે પાક ફીરતારની જનાબમાં એક દીલસોજ અર્જગુજારી રજુ કરી કે 'ઓ દાદગર, તું હવે મને મારો ખોહવાયલો ખજાનો પાછો મેળવી આપવાની હજી બી નવાજેશ કર !'

તેણીએ બારણું અંદરથી બંધ કીધું.

ગઇ વખતે તેને અદેખા આલબર્ટે અચબુચ તેનાં કામ વચ્ચે આવીને ભડકાવી મારી હતી તેવું આ વેળાએ નહીં થાય તેની આગમચથી સંભાળ લેવા તેણીએ બારણાંની કલમાં કુંચી ફેરવી લીધી, અને પછી તે જુસતેજો કરવા માંડી. ખંતથી અને ચોકસાઇથી ખાણું પછી ખાણું અને ડૅસ્ક પછવાડે ડૅસ્ક તેણીએ ઉઘાડી અને તપાસી, કે જે બધો વખત તે બંદગીના પાક કલામો બબડતીજ રહી હતી. આહ, એક માતાનો પ્યાર !

અને એક નોટબુકનાં પાના ઉહલાવતાં એક યાદી જોઇ તે એક ખુશાલીની ચીસ સાથે ચમકી ઉઠી. તે યાદી નીચે મુજબ હતી:—

"આપ્યા પાઉંડ પાંચ હજાર; સ્કેલ્ટનના પ્રીન્ટર ચારલ્સ સ્ટોનને હાથોહાથ; તા૦ ૨૫ મી જુલાઇ ૧૮૬૬."

એટલીજ તે યાદી હતી, અને એટલુંજ તેણે વાંચ્યું. વધારેની તેને પરવાહ શી હતી ? તેણીએ જોઇ લીધું કે જે બાળકના બાબમાં તે મીઠી છતાં જુઠી થવા પામી હતી તે કોઇજ નહીં પણ આયજ વાહલો જવાંન હતો !! ગરીબીનાં ત્રાસજનક સંકટોથી પસાર થયલો

આ નામાંકીત અને કીસબી ચીતારો કોઇજ નહીં પણ તેનો વાહલો બેટો લીઓ હતો !

હાંગ મારથાં પાણી કેમ છુટી શકે ? તે માદીકરાનાં જોડાયલાં જીગરો ચીરી નાંખીને તેમને સદાનાં છુટાં કરવાં તે હેમક ઉમરાવે એક મોટી દોલતની ધુળ વાળી દીધી અને બન્યું એટલું કર્યું હતું, પણ પાક દાદારનો ન્યાય સદા બીલોર જેવો ચોખ્ખો છે. તેણે કેવી અદભુત કરામતે કેવા અજબજેવા સંજોગો નીપજાવીને તે વિખુટાં માદીકરાને પાછાં એકઠાં કર્યાં તે આપણે જોયું. તેની બેઅવાજ લાકડીને અવાજજ કયાં છે ?

ગ્રેડીઝને હવે સઘળી સમજ પડી. લીઓને જોતાં સાથેજ તેણીનું દીલ તેની તરફ ખેંચાઇ ગયું હતું, અને એક હેતવંતી માતાનાજ પવિત્ર પ્યારથી તેનું દીલ તે જવાંન તરફ ઉછાલા મારી રહ્યું હતું તે ભેદનો ખરો ખુલ્લાસો હવે એક તડાકે તેની સમજમાં આવી શકયો.

'હું કેવી હેમક કે મેં એ મારા વાહલાને ઓળખ્યોજ નહીં !' તે મનથી પટપટી; 'તે અત્રે આવતાં સાથે તો પવિત્ર ખોદાએ મને દરેક બસારતો કીધી, પણ હુંજ કાંઇ સમજી નહીં સુઈ ! ઓ મારા દીકરા, મારા દીકરા, મારા લીઓ, હું તુંને પાછો કયારે મારી ગોદમાં ચાંપશ ? ખુદાનો કેટલો મોટો આભાર કે અંતે બી મને તેણે મારો એ ખોહવાયલો ખજાનો પાછો મેળવી આપવાની મારાપર દયા કરી !'

તે ગુઠણ ભરડીએ પડી, અને શુકરગુજારીની એક ખરાં દીલની બંદગી તેણે કરી.

તે દિવસે તે પોતાના ઓરડામાંથી બાહેર પણ નિકળી નહીં. લાગણીઓએ તેને એટલી હદ સુધી આજેજ કરી મેલી હતી કે પોતાની નબલાઇ વચ્ચે પકડાઇ આવવાની ફીકરથી પોતાના ઓરડામાંથી બાહર આવવાનું તે મોકુફ કરી બેઠી હતી.

તેણે લીઓ સાંજે ઘર પાછો ફરવા પછી તેના ઉપર એક ચીઠી લખી. તે ને તે દિવસે તેને મળવા માટે તે હીમ્મત એકઠી કરી શકી નહીં. અલે તે સાંજે લીઓ સાથે ઘર પાછો ફરેલો હતો અને હજી બી ઘરમાંજ હતો; એટલે તે મા દીકરો મલી શકે એમ પણ ન હતું.

રાત્રે જમવાને વાસ્તે ટેબલપર પણ તે હાજર થઇ નહીં. માથું દુઃખવાનું એક બાહણું કહી મોકળી તે બધો વખત પોતાના ઓરડામાં ભરાઇ રહી, અને પોતાની વિસવાસુ દાયા પાસે મોડેથી તેણે લીઓ પર એક કાપલી લખી મોકલી. તેમાં આ મુજબ હતુંઃ—

"વાહલા બ્રે—

"આવતી કાલે સહવારે આપરા મેહલના બગીચાની દક્ષીણ બાજુનાં એકાંતમાં નવને ટકોરે મેહરબાંની કરીને મને મલજો. તેટલાં તો અર્લ બી બહાર જશે, હું આજેજ તમોને મલવા તલપી રહેલી છઉં પણ અર્લને લીધે મલી શકતી નથી, અને તમારા ને તમારા ખ્યાલોમાં મારી તબીઅત એટલીબધી ખરાબ થઇ ગઇ છે કે હું મારા ઓરડામાંથી બાહેર પણ આવી શકતી નથી. કાલે મલ્યાથી હું બધો ખુલાસો કરશ.—"શ્લેડીઝ."

તેણે એ ચીઠી છુપીથી લીઓને આપવા તાકીદ એક બી કરી નહીં. દોષિત દીલને એવા ડર હોય—તેને ડર શાંનો હોય ? તેના જેવા સાચ્ચા ભકિતભાવની, ઇમાની, નીતીમાન અને નિષ્કલંક અબળાઓ થોડીજ થતી હશે. ચોરી છુપીથી ચીઠી મોકળી આપવાનું અયોગ્ય આચરણ તેનું જીગર મુતલગ કબુલ કરી શકયું નહીં. એમ કરીને નોકર માણસની આંખમાં દોષિત ઠરવા અને પોતાના ઉંચા દરજ્જાનો બોજ ઉતારી પાડવા જેવી તે બેવકુફ હતી નહીં. તેણીને લાગ્યું કે તેના જેવી એક ઉમરાવજાદી તેના મેહલમાં રહેલા પોતાના ભરથારના એક કામદાર ઉપર એવી એકાદી ચીઠી મોકલે તેમાં અયોગ્ય કે અસાધારણ કશું એ ન હતું.

કમનસીબે, એમ છતાં, લીઓને તે દાયાએ ચીઠી આપી ત્યારે અદેખો આલબર્ટ તેની બાજુમાં ઉભેલો હતો. તે લુચ્ચાનું વધારેકરીને તે ચીઠીમાં કાંઇ નાજુક હોવા માટે ધ્યાન એટલા માટે ખેંચાયું કે તે વાંચતાં સાથે લીઓનો ચેહેરો લાલચોલ થઇ ગયો, અને તેના ડોલા ચઢી ગયા !

તે એટલો બધો તાજુબ થયો હતો કે રાજી થયો હતો તે આલબર્ટ સમજી શકયો નહીં, પણ કમલાની આંખે પીલુંજ દેખાય માટે આએ કાગળમાં કાંઇ બી ગલીચી હતી એમ તે ગલીચ માણસે એકદમ અનુમાન કરી લીધું.

'હવે મારો વારો આવશે ખરો,' તે બીડેલા દાંત અને

પીસેલા હોઠ વચ્ચેથી બડબડયો; ' વાત બેહકતી ને બેહકતીજ ચાલીછ, અને આએ તક જો હું મારા હાથમાંથી સરી જવા દેઉં તો પછી મારા જેવો પેહલા નંબરનો ગધેડો આખી દુન્યામાં બીજો કોઇ થવાનો નથી ! '

---

## પ્રકરણ ૧૭ મું.

લીઓ, બીજા હાથપર, લેડી લીસ્ટરના એ અજબજેવા પેગામથી હરહાલ હેરાંન રહયો. એવું તે શું હશે ? આ માનવંત ખાંનુ તેને અજબજેવાં વાહલથી હાલમાં ચીઠી લખતી હતી, અને તેને તેના ખાવંદની હરૂસે મલવા એકદમ તલખગાર વકીક થઇ ગઇ હતી; તે પોતાની ઉરકેરણીઓ વિષે લખતી હતી, અને તેણે પોતાના ઓરડામાંથી બાહર આવવાનું વકીક મોકુફ રાખ્યું હતું, ત્યારે એટલું બધું તે એ શું થઇ ગયું હશે ?

' હું ખચ્ચીત જવશ ને તે મહેરબાંન ખાંનુને મળશ,' તે મનથી બોલ્યો.

તેને તે રાત્રે પુરી પાધરી ઉંઘ થી આવી નહીં. ઉંઘમાં બી તે ગ્લેડીઝનાજ સ્વપ્ના જોતો હતો.—એક મધુરી માતા કે જે પોતે દર્શાવેલાં વાહલના સબબે છેક તે છોકરાની બચગીમાં પણ તેનાં જીગરનાં ઉંડાણ સુધી પોતાની છાંયા ને માયાનો છાપ બેસાડી શકી હતી !

અર્લ સહવારે મળસકે ઉઠીને ' શુટીંગ ' પર ગયો, અને આલબર્ટ પણ કાંઇ જરૂરનું કામ બતલાવીને ગોરસ્તન જતો રહયો—જાણે તે મા-દીકરાને મળવાને વાસ્તે ખુદરત પોનેજ રસ્તો ચોખ્ખો ને મોકલો કરી આપતી હોય !

તેઓ મળ્યાં.

તડકો ખુશનુમા પડતો હતો, અને તે સફેદ પોશાકમાં સજ્જ થયલી સોહામણી ઉમરાવજાદીના સુંદર પણ ફીક્કા અને ચીંતાતુર ચહેરા ઉપર એક જેવાજોગ નુરાંણી પાંઠરતો હતો. તે એક ઉમરાવજાદી નહીં પણ એક દમામદાર શેહનશાહજાદી દેખાતી હતી.

લીઓ ગયો ત્યારે તે અધીરી માતા તેની વાટ જોતી ખોટી હતી. તે એક મોટાં ઝાડનાં થડપર બેઠેલી હતી. તેણે પોતાની ટોપી કાઢી નાંખેલી હતી, અને પોતાનું ભરાવદાર બાલોવાલું માથું દુઃખી ખ્યાલો વચ્ચે પોતાના હાથોની હથેલીમાં નમાવેલું હતું.

તે તાજુબ થતી બેઠી હતી. તે કેમ પોતાના દીકરાને કેહશે કે તે પોતે તેની માતા અને તે તેનો દીકરો હતો ? તે કેમ લીઓની ખાત્રી કરી શકશે કે તેજ તેની અભાગની માતા હતી કે જે મીઠી છતાં જુઠીજ પુરવાર થઇ હતી ?

લીઓ તેને માફ કરશે કે નહીં એ તેનો મોટો વસવસો હતો. તેને એમ ગઐર હાથોમાં છોડી આપવાનાં તેણીનાં અકુદરતી ધાટકીપણાં સારૂ લીઓ તેનીપર ખફા થશે ને તેને ધીક્કારશે કે માફ કરશે અને ચાહશે એ બધા દુખી તુરંગોમાં તે ઉમરાવ બાનુ ઉતરી ગઇ હતી.

તેણીને લાગ્યું કે તેના જેવી હીણભાગ્ય સરજત કોઇ માતાની થવાની નથી ! એક ઉમરાવપદ બદલ તેણે પોતાનાં બચ્ચાંને વેચ્યું એ એક કરપીણપણું હતું. એ એક દોજખી અપરાધ હતો, કે જે ખુદા વટીક ખામોસ કે તામોસ કરી શકે નહીં ! તે કેમ લીઓની ખાત્રી કરી શકશે કે તે પોતાનાં ભુલભરેલાં અનુમાનોથીજ વહવાઇ અને ઠગાઇ હતી ?

તેણે તેને આવતો જોયો. વરસોની વાતપર તે તેને "ચાલ-ચાલ !" કરાવતી એકશો છોડી પોતા આગલ ગોલાંટયાં ખાતો આવવા દેતી હતી તેવા લપેરા ખાતાં કદમે નહીં પણ ગંભીર અને ઠરેલાં કદમે, એક ઉમ્મરે પુગેલા ગ્રહસ્થ તરીકે જવાનીનાં જોરમાં અને જોબનના બાહરમાં ખીલી નિકળેલો તે સોહામણો બેટો હમણાં તેની તરફ આવતો હતો. તે સીધો, પટલો અને ઉંચો હતો, કે જે તેની ખુબસુરતીમાં ખાસ ઉમેરો કરનારૂં હતું. 31,180

તેને આવતો જોતાં સાથે તે ઉઠીને ઉભી થઇ, અને તેને સામો લેવા ગઇ. તેણે પોતાના બન્ને હાથો આગળ ધરીને તે જવાંનને આપ્યા, અને એક બેટાનાં પવિત્ર વહાલની સ્વભાવિક પ્રેરણાનાં દબાંણ હેઠલ તે એકાદ પલ તેણે હેતથી દાબ્યા.

"મારી ચીઠીને માન આપી તમે આવ્યા તે મને ઘણુંંજ ગમ્યું,"

તેણે ધ્રુજતા અને ધીમા અવાજે કહ્યું; "તમોને કાંઇ ખ્યાલ થઇ શકેછે વારૂ કે મેં તમોને શું કેહવા તેડયાછે ?"

"નહીં બાનુ," લીઓએ જવાબ કર્યો, "પણ જો બી તમારો હોકમ હોય તો બેલાશક ફરમાવો, અને ખાત્રી રાખજો કે હું તે સરોચશ્મથી બજા લાવશ."

"તમે કાંઇ ધારી બી નહીં શકતા કે મારે તમોને શું કહેવાનું હોશે ?"

"કશુંજ નહીં, લેડી લીસ્ટર."

"ત્યારે હું કેમ ખુલાસો કરીને તમોને મારી બધી વીટક વાત કેહું તેજ મને તો સુઝતું નથી !" લેડી લીસ્ટરે ગભરાતથી કહ્યું—"પણ આવો, અહીં બેસો મારી બાજુમાં, અને મારી વાત ધ્યાનથી સાંભળો."

તે ઘણો તાજુબ થયલો દેખાયો. લેડી લીસ્ટરના સઘળા હાવભાવ અને હીલચાલો તેને આજેજ નહીં પણ કેટલાક દીવસોથી તાજુબ કરતાં રહયાં હતાં !

તેઓ બેઠાં. જે મોટાં ઝાડનું થડ તે બાજુએ અરડાઇ પડયું હતું અને જે પર લીઓ આવ્યો ત્યારે ગ્રેડીઝ એકલી બેઠેલી હતી ત્યાંજ તેઓ એકમેકની બાજુમાં ગોઠવાઇને બેઠાં, ને લેડી લીસ્ટરે શરૂ કરયું:—

"મારે એક એવી અભાગની માતાની વાત તમોને કેહેવીછે કે જે ઘણુંજ ભુલભરેલાં અનુમાનોથી વહવાઇને પોતાનાં જણેતાં બચ્ચાંને એક વાર છોડી આપવા જેવી હેમક ને પાપી થઇ હતી. તે એક લાચારબેચાર ગામરેની ગોરી હતી. લોકો તેની સુંદરતાની તારીફ કરતાં હતાં. અવલમાં તે એક ગરીબ ખેડુતને પરણી હતી, કે જે લગનનાં પરીણામમાં એક બેટાના ફરજંદની તેને ત્યાં નવાજેશ થઇ હતી. તે માતા તે બચ્ચાંનાં સુખમાં ઘણી સુખી હતી, કેમજે તેને મન આખી દુન્યાની દોલત ને ખજાનાથી બી તે વધારે બેકીંમતી અને જ્યાદા ખજાનો હતો !

"પણ તેની સોહવાસણ જીંદગીનું સુખ તે અબળાને લાંબો વખત ધાર્યું નહીં. ફકત બેજ વરસમાં તેનો તે બુરજીગર ભરથાર મરણ પામ્યો, અને તેને વધારે લાચારબેચાર છોડી ગયો.

એમ છતાં પોતાના એકનાએક બેટાનાં સુખમાં તે સુખી રહી. પોતાની નિર્ધનતા ને કંગાળયતમાં પણ પુરતી સુખી તે મજુરી કરીને પોતાનું ને પોતાના તે ગુલાબ જેવા બેટાનું પુરૂં કરતી હતી, અને તેણી ગરીબીનો ચમટો તે ગાય જેવાં બચ્ચાંને તેણુ કદી તુટવા દીધો નહીં.

"તે એ બચ્ચાંને વાસ્તેજ જાંણે જીવતી હતી, ને તે બચ્ચાંને બી તે માતાનો એટલો ધાડો પડોશ પડી ગયો હતો કે તે મા વગર એક ઘડી બી ઠરીને રહી શકતો નહીં: જાંણે તે બંનેના આત્મા એક-મેકમાં ગંઠાઇજ ગયલા હતા—ફકત બે શરીરનાં ખોખાંજ જુદાં હતાં!

"અંતે એ તેનાં ગરીબીનાં સુખનાં એકાંતમાં તેને એક અર્લે જોઇ, અને તે મોટો ઉમરાવ તેનાપર મોહીત થયો. તેણેજ તે અબળાને તેને ચાહતાં શીખવ્યું, ને જ્યારે તે છોકરી પુરતી રીતે તે ધનવાન ઉમરાવને ચાહવા લાગી ત્યારે તે પોતાનાં ખરાં રંગરૂપમાં જાહેર થયો. તે કોઇ ઘણો માલેતુજાર ને મગરૂર હતો. વળી તે અદેખો બી ઘણો હતો. તે એ ફુલ જેવાં બચ્ચાંને તેની માતાપર હેત કરતું બી જોઇ કે જોઇને શાંખી શકતો ન હતો! તેણે, તેથી, તે અબળા સાથે પરણવાની માગણી કરતાં એ બચ્ચાં સાથનો તેણીનો તમામ સંબંધ તે માતા પાસે તોડાવી નાખવાની જીદ લીધી. પેહલાં તો તે માતાએ ઘણા ગુસ્સાથી ના કહી, પણ પછી તેને એકાએક એજ હેમક ખ્યાલ થયો કે તે ફકત તેનું હીર અજમાવતો હતો! પોતાનાં જણેતાં બાળથી કોઇ બી માતા જુદી થાય, અથવા તેને ઓવારનિવાર કરવાની કોઇ તેને ફરજ પાડે એ એટલું અકુદરતી હતું કે પેલો અર્લ તેના પાસ હા કેહવડાવી તેને માટેના તેના પ્યારની ફકત તપાસ લેતો હતો, અને મેહેલમાં ગયા પછી તે બચ્ચુ તે માતાને જરૂર પાછું સપુર્દ કરવાવાલો હતો એજ ખ્યાલ તે માતાને થયો. તેણીને એમ તો લાગ્યુંજ નહીં કે તે તુમાખી ને અદેખો ઉમરાવ પોતાના મેહેલમાં તે નિરધન ખેડુતનાં બાળકને કદી બી દાખલ નહીં કરનાર હતો, ને તેણીની આગળી ગરીબ જીંદગીની સઘળી યાદો સદાની ભુસી વાળવા તેનાથી તેણીને હંમેશનીજ અલગ કરવા માંગતો હતો!

"જો એ વાહીયાત ને ભુલભરેલાં અનુમાનો તે અભાગનીને નહીં થતે તો ઉમરાવજાદી તો શું પણ એક શેહનશાહબાંનુ થવા સારૂ બી,

અને પોતાના ગમે એવા પ્યારને ખાતર પણ, તે માતા પોતાનાં એ એકનાએક બાળકનું એમ બળીદાન આપવા કદી બી કબુલ કરતે નહીં; પણ પરણ્યા પછીજ તેણે પોતાની એ હેમક ભુલ જોઇ, ને ત્યારે તેનું કલેજું ફાટી ગયું !

"તે પછીથી તે જવાંન માતાએ તે પોતાનો ખોહવાયલો ખજાનો પાછો હાથ કરી લેવા તે તુમાખી ઉમરાવને વીણવવા અને મનાવા આંતાળપાતાળ એક કરયાં—તેણીએ તે બચ્ચું કયાં હતું ને કોણને આશરે ઉધરતું હતું તેટલું જાણવાને વટીક પોતાનો જીવ ઝીકાટી નાખ્યો, પણ મોટાં દુખનાં ને ગમખાર જુદાઇનાં વરસો પર વરસો વહી જવા છતાં તે ગુમ થયલા બેટાનો કશોજ પત્તો તે કદી બી મેલવી શકી નહી.

"તેણીએ દુન્યાદારી એ ગમની ગીરફતારીમાં અકારી કરી મેલી. તે ગરીબીમાંથી ધનવાન થવા પામી હતી, ને ફાકાફાકીમાંથી લખ્ખોની દોલત જોવા પામી હતી, પણ તે વાતનો તેને જરા એ મોહ રહયો નહીં. તેને ત્યાર પછીથી એક બીજું ફરજંદ થયું, જે એક બેટા હતો, પણ તેમાં બી તે માતાને જોઇએ એટલું સુખ મલ્યું નહીં. તે તો ગરીબીમાં તેના હાથ હેઠળ બે વરસ તુલક ઉધરેલા તેના પેહલા બેટાનેજ પાછો મેલવવા ને ગોદમાં દાબવા સદા સુધીની તરસતી ને તલખગાર રહી!

"એમ વરસોપર વરસો ગબડી ગયાં, ને તે દર વરસ વધતી દુખી, જયાદા ઉદાસ, વિષેશ મિજાજી ને વધારે એકાંત સોહોધનારી બનતી ગઇ. તે વર બૈયર વચ્ચે સુખભરયો એખલાસ બી ઝાઝો નહીંજ રહો. સુતાં કે જાગતાં તે ખોહવાયલો ખજાનો તે અબળાને હૈયે ચઢતો ને સંતાપતો રહયો. તેનું સુખ, તેનો કરાર, તેની મોજ, તેનું સર્વસ્વ તે ખોહવાયલો દીકરો થઇ પડયો."—અને હયાં તે માતા હીંમત હારી ગરગર રડી પડી, કે જયારે શું કેહવું તે નહીં સુઝવાથી સુદ્ધબુદ્ધ ખોહી બેઠેલો લીઓ આ હેરત ઉપજાવનારી કેફયત સાંભળતાં ફકત ટકટક તેની માને જોઇ રહો !

"હવે કેહવાનું થોડુંજ બાકી છે, મારા દીકરા," તે માતાએ જરા વારે આંસુ લુછી નાંખી કહ્યું. "તે અભાગની માતાની રાત દહાડાની બંદગીનો અવાંજ અંતે—છેક પચીસ વરસે બી તે દાવરે દાદગરની દરઘાહમાં પોંહચી ગયો, ને જે ઉમરાવે તે નિરદોશ બચ્ચાંને

થોકડે મારી પોતાથી દુર કરયું હતું તેનાજ મેહેલમાં ખુદાના કરામતી ને ભેદી સંજોગોનાં પરીણામમાં તે હાલમાં મેહમાન આવી રહેલો છે! મારા દીકરા, મારા ખજાના, મારા લીઓ, જો! હુંજ–ઓ હુંજ તારી અભાગની માતા છેઉં, ને તુંજ મારો પોતાનો દીકરો છે!"—અને એ સાંભળતાં લીઓ હરખની એક ચીસ સમેત તે જુઠી નહીં પણ **સદાની સાચ્ચી ને મીઠી** માતાની પનાહભરી ગોદમાં નજદીક પચીસ વરસે પાછો દબાયો!!

"ઓ મારી માતા! મારી માતા! તમોને જોતાં સાથેજ ખુદરતે મને તમારો ગુલામ બનાવી આપ્યો," તે હેતવંતા દીકરાએ રડી પડીને કહ્યું.

"હા, મારાં ફરજંદ," લીઓ જાણે પાછો ન્હાસી કે ગુમાઇ જનાર હોય તેમ તેને પોતાનાં પેટ–પાસાંમાં દાબી રાખીને તે માતાએ કહ્યું. "તુંને જોતાં સાથે મારૂં બી દીલ તારા તરફ જાણે તણાઇ–ખેંચાઇજ ગીયું, ને તેથીજ મેં એ બધી તેહકીક કરાવી. વળી તે તેહકીક પછી અર્લની એક નોંધ મેં સોહધી કાહડીને વાંચી, જેમાં એણે મરનાર ચારલ્સ સ્ટોનને હાથોહાથ પાંચ હજાર પાઉંડ આપવાની યાદી લખેલી છે."

તે બેટો ગુઠણે પડયો. એવી એક ખરી હેતવંતી ને મીઠી માતાના પુજ્ય ને પવિત્ર ચરણની તે રજ માત્ર હતો એમ તેની ખાત્રી થઇ. તેણે ગુઠણુ મરડીએ પડીને તે પ્યારા હાથો પોતાની રડતી ચશ્મોમાં દાબ્યા, પણ તે માતાએ તરતજ તેને હેતથી પાછો ઉભો કરયો ને બીજી મરતબે પોતાની બગલમાં દાબ્યો.

તે એક સુખનું ચિત્ર હતું!

તે એક એવાં સુખનો મીલાપ હતો કે જેનું સુભાગ્ય તેનાં પુરાં પ્રમાણમાં વાંચનારાંઓને સમજાવવાને આ અદના કલમ કમતાકાત છે! તે મા–દીકરા સાથેજ આંસુ ભેળતાં હતાં, પણ તે તો હર્ષનાં—હવે તો સુખનાં આંસુઓ હતાં!

"ઓ, હવે હું સંતોશથી ને સુખથીમરશ," તે માતા કેહતી હતી. "જો તું નહીંજ મલ્યો હોતે, દીકરા, તો મારો વખત આવવે મારો જીવ મારાં ગલાંમાંથી નિકળી જવા બી જાંણે કઠણુ થઇ પડતે, પણ કેહે મને, મારા લીઓ, કે શું તું મને મારી તકસીર માફ કરશે?"

"માતા, તમારે માફ માંગવી સજાવાર નથી," તે હેતવંતા દીકરાએ કહયું. "એમાં તમારો અપરાધ કે તકસીર એક બી નથી. તમે જાંણીબુજીને મને તજી દીધો નથી. ઓ ઉમરાવ માતા, હું કેવો ભાગ્યશાલી કે જયારે મારી માતાને જાંણવા પીછાણવા ને સ્વિકારવા પાંમ્યો ત્યારે તો તે એવી એક માનવંત ઉમરાવ બાંનુ છે।"

"નહીં, દીકરા, હું એ કરતાં તો તારી સાથે મારી ગરીબીમાં વધારે સુખી હતી," તે માતાએ સઘળી ગઇગુજરી યાદ કરતાં કડવાસથી કમકમીને કહ્યું.

"હવે સુખીજ થશો, માતા," તે બેટાએ ધીરજ આપી કહ્યું. "હવે તમારાં જેફ માથાંપર દુખનો એક ઓલો બી પડવા હું નહીંજ દેવશ."—અને તેઓ પાછાં બગલગીર થયાં.

તેઓ પાછા બગલગીર થયાં, ને તે માતાએ તે પ્યારો પનોતો ચેહરો ચુમીઓથી ભરી નાંખ્યો—પણ તેવામાં એ શું? એકજ પલ તે પોતાના દીકરાથી જરા અલગ થઇ કે તરતજ હવામાં એક મસ મોટા ધુબાકાનો ધડાકો થયો, અને કમબખ્ત લીઓ હવામાં ઉંચે ઉછલી એક ભયંકર ચીસ સમેત ભોંયપર પાછો પટકાઇ પડયો। ગજબપર ગજબ, તેને કોઇ કરપીણ હાથોએ ગોલી મારી વીંધી નાંખ્યો હતો ॥

તે માતા બેબાખરી-હૈયાંસુની-દીવાની બની ગઇ। ધડાકો સમી રેહતાં ને ધુમાડો હટી જતાં સાથે તેણે પોતાના વ્હાલા ફરજંદને ગોલીથી વીંધાઇને પોતાના પગ પાસે મુડદું થઇ પડતો જોયો, અને ત્યારે તે આખું એકાંત ધ્રુજાવે એવી ચીસ સાથે તે હૈયાં-ફુટી માતા પોતાના તે વ્હાલા બેટાની લોથપર બેભાંન તુટી પડી॥

---

## પ્રકરણ ૧૮ મું.

### શું લીઓ મરીજ ગયો?

લુચ્ચા આલબર્ટે તે માદીકરાના એ મેલાપનો રસ્તો ખાખસુસ મોકલો અને ચોખ્ખો કરી આપ્યો હતો. અર્લ વળતી સહવારે સકાળે શિકારગાહે જનાર હતો તે તેને રોશન હતું; અને તેથી તે મુજબ તે

પોતાની બંદુક લઇને મેહેલમાંથી બાહેર પડયો એટલે ગોરસ્તાન જવાનું બાહણું બતલાવીને સુંદર ગ્લેડીઝનો તે શત્રુ સગો પોતે પણ તરત બંગલામાંથી બાહેર પડયો. તે, એમ છતાં, લાંબે કેડે ગયોજ નહીં. તે જલદીજ મહેલમાં પાછો ફર્યો, અને પોતાની વકી અને ગણત્રીઓ મુજબ ગ્લેડીઝને અને ચીતારા મી૦ બ્રેને બંનેને મેહેલમાંથી બાહર ગયલાં તેણે તેહકીક ઉપરથી જાંણી લીધાં. તે મુછમાં હસ્યો. ગઇ રાત્રે બ્રેને તે ઉમરાવ બાંનુ તરફથી છુપી છાંની એક ચીઠી પુગાડવામાં આવી હતી ત્યારથીજ તે તો આવી એક મીલાકાતનો ગાંઠ વાળી બેઠો હતો, અને પચીસ પચીસ વરસ થઇ ફીનો લેવાના ફરદમાં તે અટવાઇ મરતો હતો તે દાવ હવે અંતે તેને હાથ આવેલો નજરે આવવાથી તે ખુશીમાં ગરક ગયો.

તેને, તોપણ, અજબ ઘણું લાગતું હતું. લેડી લીસ્ટરનાં શુધ્ધ વર્તણે અને સાવચેતભરી નિષ્કલંક શ્રદ્ધાએ તેને હંમેશ તાજુબ કર્યો હતો, કેમકે તેના જેવી પાકજાદ અબળા તેણે બીજી કોઇ જોઇ ન હતી. તેણીની તેજસ્વિ ખુબસુરતીએ ઘણાક લંપટોને મોહીત કર્યા હતા, અને તે છતાં પોતાની પાકીજગીથી તે ભલા ભલાઓને અત્યાર સુધી હંફાવતી અને માહાત કરતી રહી હતી તે તેને સારી રવેસે રોશણ હતું; અને તેવી એક આવા ઉતરતા વર્ગના એક છોકરવન ચીતારાની મોહીનીમાં આયંદે પોતે માહાત થાય એ અક્કલમાં બેસતી આવતી વાત ન હતી. એમ છતાં છેલ્લે અંતે તે હેમકે મનથી સુકલ્યું કે દુન્યા એ જાતના અચંબાઓથી ખાલી નથી, અને જો આ બે આસામીઓ ચીઠીપત્રીની છુપીછાંની આપલે પછી એ કીસમે એકાંતમાં એકલાં મલ્યાં હતાં તો તેમાં ગલીચી સિવાય બીજું થઇજ શું શકે?

તે, એ ઉપરથી, તેમને શોહધતો તરત મહેલમાંથી પાછો બાહેર પડયો. તે ખુણાં ખંટોલાં શોધનારો એક ખવીસ હતો, માટે એ જાતનાં સઘળાં ખુણાં ખંટોલાં તેનાથી અજાણ્યાં ન હતાં, અને ત્યારે તે શોહધની સરહદે, પોતે અદ્રષ્ય રહીને, જલદીજ તે માદીકરાને એક મોટાં ઝાડનાં થડ ઉપર એકમેકનાં પાંસામાં ગોઠવાઇને બેઠેલાં તેણે પકડી કાઢયાં.

એટલુંજ બસ હતું! ખરા ભેદનો ભાવાર્થ તે મુર્ખો કેમ જાણે? કમળાની આંખોએ પીલુંજ દેખાયછે. તેણે તેમને હાથમાં હાથ મેળવીને

એક બીજાંની ગોદમાં બેઠેલાં જોયાં, અને ત્યારે એક પણ પળ ખોહયા વગર તે લોર્ડ ફીલીપની શોહધમાં દોડયો—બલકે ઉડયો!

'એ પરણી નહીં આવી હોતે તો મારો નાશ થતે નહીં,' તે એમ દોડતાં દોડતાં બી કીનાથી બબડતો ચાલ્યો. 'કોઇ રીતે જો હવે એનું કાતલું કાહરી નાખી શકાય, અને પછી પેલા પોરયા વીલીનો વચમાંથી રસ્તો કરી શકાય તો હજી બી મારી મોતેબર ઉમેદો બર આવવા માટે ઘણું મોડું થયું નથી.'

અર્લનો ઘર તરફ પાછો ફરવાનો વખત થયો હતો. તેને પંખેરાંઓના શિકારે જવાનો ઘણો શોખ હતો, અને તે એ મીસાલે, તેથી, અવારનવાર ખાંધે બંદુક મારીને ફુરસદની એકાદ સહવારે પાંઉ-પીઆદો એકલો ઘરમાંથી બાહેર નિકળી પડતો હતો. તે કયે રસ્તે જતો હતો, કાંહાં જતો હતો અને કયાંથી પાછો આવતો હતો તે સઘળું, તેથી, આલબર્ટને ખબર હતું, અને ત્યારે તેને એક તડાકે ઢુંડી લાવવાના પાપી ઇરાદાથી તે કરપીણુ આસામી કમ્મર કસી એકદમ દોડયો.

તેને ઘણું લાંબે જવું પડયું નહીં. તે તુમાખી ઉમરાવ, ખુશ મીજાજી, ઘેર પાછો ફરતો હતો. તેની ખાંધપર બંદુક તૈયાર ભરેલી હતી, ને હજી ઘર આવતાં આવતાં પણ શિકારની ઉમેદમાં તે ચોગરદમ નજર દોડાવતો રહયો હતો: એવામાં તેની નજર સામેથી ઉતાવલે ધસી આવતા આલબર્ટ ઉપર પડી ને તે ઘણો તાજુબ થયો.

"શું છે, આલબર્ટ, તું ઘણો ફગલાયલો છે? તું ઘણો ગભરાયલો છે?" તેણે મોટી ચીંતાતુર આતુરતાથી પુછયું.

"હા, ફીલીપ, મારે તમારી સાથે કાંઇ તાકીદનું કામ છે," તેણે કહ્યું.

"એવું તે શું છે?"—અને લોર્ડ ફીલીપની અજાયબી વધીને બેવડી થઇ.

"તમોને તમારી પાક હોરમત ઘણી પ્યારી છે તે મને ખબર છે, ફીલીપ," તે લુચ્ચાએ કાંગલો થતાં કહ્યું, "અને તમારી ઇજ્જતની છે, ફીલીપ," તે લુચ્ચાએ કાંગલો થતાં કહ્યું, "અને તમારી ઇજ્જતની બરબાદી તે મારી અને આપણાં આખાં ખાંનદાનની ઇજ્જતની હું ધુળ-ધાણી જાંણુંછ."

"વારૂં પછી?"

"હું એક ઘણો નેહસ્ત, નાપાક ને દાઝણી દેખાવ જોઇને તમારી પાસે દોડયો આવ્યોછ," આલબર્ટે ચોકઠું બેસાડવાનું ચાલુ રાખ્યું. "લંબાણથી કેહવાનો વખત નથી, પણ ટુંકમાં એટલુંજ જાંણો કે તમારી ગ્લેડીઝ પેલા પોરીઆ ચીતારા સાથે ઘણી બેઅદબીથી વરતેછ, અને તેઓ વચ્ચેની શરમભરેલી દગલબાજીનું તરકત મેં મુદ્દા સાથે પકડેલું છે."

"હેમક, તું દીવાનો થયોછ," ગુસ્સાવાલા લોર્ડ ફીલીપે મોટાં ઝનુનનાં જોશમાં લગભગ મુક્કી ઉંચકીને કહ્યું. તેને તેની પાકજાદ ગ્લેડીઝની પવિત્રાઇમાં સંપુર્ણ એતબાર હતો. જે એકાંતમાંજ જીવતી હતી અને જેણે આશોઇ સદા પોતાની કરી લીધી હતી તે એક બી ગલીચીનો ખ્યાલ કરે એ અનુમાનજ તેને કમકમાવા બસ હતું.

"જરા ધીરા પડો, ફીલીપ," તેને ખીજવાયલો જોઇને ધીરજ આપતાં આલબર્ટે કહ્યું. "તમોને જો પુરાવો ને મુદ્દો જોવોજ હોય તો તે હમણાં બી મોજુદ છે. જરા ઝપાટામાં ચાલો મારી સાથે, અને હું એક તડાકે તમોને તેઓ બગલગીર થયલાં હોવાનો દાઝખી દેખાવ નજરોનજર બતલાવીને તમારી ખાત્રી કરી આપવા તૈયાર છેઉં."

"ચાલ!" તે ઉમરાવે જુસ્સાથી કહ્યું, "મગર યાદ રાખજે કે જો તું જુઠ્ઠો પડયોછ તો તારા બદનમાંનું એક બી હાડકું આખું રેહવાનું નથી."

તેઓ ઉતાવલે કદમે ધસ્યા ગયા.

આલબર્ટ તેને એક ઝપાટે તે અજબજેવો "સીન" બતલાવવા લઇ આવ્યો, કે જ્યારે તે માદીકરો હજી એ ત્યાંજ હતાં. વાંચનાર યાદ કરશે કે ગ્લેડીઝે એક વારતા રૂપે પોતાની ગઇગુજરી લંબાણથી કહી સંભળાવી હતી, અને તેઓ એકમેકને જાહેર થવા પછી હદ વનાનાં હેત સાથે પાછાં ને પાછાં બગલગીર થતાં હતાં તેજ હીણભાગ્ય પ્રસંગે તે અદેખો ઉમરાવ આબાદ ત્યાં આવી ચઢયો.

તે દેખાવ જોતાં તે અદેખા અને ઝનુની આસામીની આંખમાં ખુન વરસી આવ્યું. તેની સુદ્ધ બુદ્ધ ગુમ થઇ ગઇ, અને પછી જરા

બી થોભ્યા વના, ગુસ્સાનાં ઝનુનમાં દાંત પીસીને, તેણે પોતાની ભરેલી બંદુક તાંકી, અને તે જવાન ચીતારાને જાનથી મારીજ નાખવાના ઇરાદથી તાબરતોબ વિંધી નાખ્યો !

## પ્રકરણ ૧૯ મું અને છેલ્લું.

સારાં નસીબે ગ્લેડીઝની બેભાની લાંબા વખતની નહીં હતી. તેને ફક્ત એકાદ પલની મુર્છા આવવાથી તે હૈયાંસુની તુટી પડી હતી, પણ તેના સપુત લીઓના ભયંકાર જોખમે તેને ફરજ્યાત સચેત કરી મેલી, અને બીજીજ પલે તે પાછી કુદકો મારીને ઉભી થતાં એ કરપીણ કરતવ્ય કોણનું હતું તે નજરોનજર જોવા ને જાંણવા પામી.

"ઓ ખુની !" તે હવે પોતાના ખાવંદનાં આંગપર તેથી રડતી તવલતી ધસી જતાં બોલી, "તેં અંતે જો મારા વ્હાલા દીકરાને જાનથી બી માર્યો તો હવે મને બી મારી નાખ; મારે જીવવુંજ નથી !"

"તારો દીકરો ?" તે ઉમરાવ એકદમ ચમકીને બોલ્યો—અને તેના ધ્રુજતા હાથોમાંથી બંદુક વટીક પડી ગઇ, કે જ્યારે નવી રવેસે પટકાઇ પડતી પોતાની ભલી ભારજાને તેણે પોતાના હાથમાં પકડી લીધી; "ઓ, શું એ ખરૂં છે ? આએ શું ખરેખર તારો દીકરો છે, ગ્લેડીઝ ?"

"અરે, એ શું ઘેલી વાત છે ?" આલબર્ટ ગુસ્સાથી વચ્ચે પુરાયો; "આએ કાંઇ વીલી નથી. આએ તો પેલો પોરચો ચીતારો બ્રે છે."

"હેમક, વગર સમજવે વચમાં પટપટ ના કર," તે ઉમરાવે ગુસ્સાથી ઠકરાવી નાંખનારી ઢપે તેને ચુપ કરતાં કહ્યું; "જા મર, મેહલમાં જા, અને ડાકટરોને એકદમ તેડવા મોકલ. પાલખી બી અત્રે મોકલી દે."

આલબર્ટ હેરત થતો ચાલ્યો. તેને જે હદ સુખીનું ચાંઇ અને ખસીઆનું લાગતું હતું તેનો ખ્યાલ થઈ શકવાનો નથી. તેને કશી સમજ પડી શકી નહીં. આ ચીતારો લેડી ગ્લેડીઝનો દીકરો તે કેમ થઇ શકે ? શું તે બન્ને દીવાનાં થઇ ગયાં હતાં ? શું તે પોતે સ્વપ્નો જોતો હતો ?

હવે લોર્ડ ફીલીપે પોતાના સાહસથી હદ વનાનો લજવાઇ જઇ તે મરતા જવાંનની લોઠને પોતાના હાથમાં ઉપાડી લીધી, અને પસ્તાવાથી બળી મરતાં જીગર સાથે તે હીણેલા જવાંનનું માથું તેણે પોતાની છાતી ઉપર ટેકવીને કાળજીથી તેનો જખમ તપાસ્યો.

"મારી પવિત્ર ગ્લેડીઝ, હું તારો ખરેખર ઘણો મોટો તકસીરવાર છેઉં," તેણે ધીમે સાદે અને નરમ લાગણીઓથી કહ્યું; "આએ છોકરાના સંબંધમાં અવલથીજ હું તારી સાથે ઘણો ઘાતકીપણે વરત્યોછ, અને છેલ્લે અંતે મેં મારા હાથ વટીક એનાં લોહીમાં બોલ્યાછ. હું જાણુંછ કે હવે તું મને કદી બી માફ કરવાની નથી, પણ હું એને જીવાડવા અને તુંને પાછો સપુર્દ કરવા મારો જાન પટકીને એહમત કરશ. તે મારાં પાપની પુરતી તોજેશ થશે. જો, એ હજી જીવેછ! ખોદા એને મારે ખાતર હજી બી બચાવશે, અને મને એક આખી જીંદગીના પસતાવાથી મોકલો રાખવાની દયા કરશે."

ગ્લેડીઝ આ બધા સુખભર્યા સુખનોથી પોતાના ખાવીંદ માટેનાં તેનાં અસલ વાહલમાં પાછી એક તડાકે ખેંચાઇ ગઇ, ને પોતાના હાથ તેનાં ગલાંમાં નાંખીને તેની એ દયાલુ લાગણી માટે હરખાતાં તે અબળા ફેકેફેક રડી!

ઓ, જો તેણીના વાહલા બેટા તરીકે તે જવાંન જીવીને જાહેર થઇ શકે તો હજી બી તેણીનું જીવ્યું જીવતર સફળ થાય એમ હતું, અને તે માટેની તેણે તે કીરતારની પાક જનાબમાં ખરાં દીલની અરજગુજારી કરી લીધી.

તે પછી મરતા લીઓની લોદને મોટાં માન સમેત મેહલમાં લાવવામાં આવી. ઘરમાં ગભરાત થઇ રહયો. કાબેલમાંકાબેલ ડાકતરોની તાકીદની દોડ પોંહચી, જેઓએ લીઓની પાંસલીમાંથી તે ગોલી કાપી કાઢી.

મામલો એ સઘળો વખત ઘણોજ ગંભીર હતો. લીઓ મોહતનાં ઘરના ઉંબર સુધી પોંહચી જઇ ચુકયો હતો. તેને મોહતજીવત વચ્ચે ઝોંકા ખાતો જોવાતું કેવળ ત્રાસજનક હતું. ગલેડીઝ—તે મીઠી માતા ખાધા પીધા વગર રાત ને દાહડો તે વાહલા બેટાની સાહરવારની ખીદમતગુજારીમાં ખડે પગે મસગુલ રહી હતી. તે ઉમરાવે પોને પણ પાપરીની પેરે પૈસો વેરયો. લીઓનો જીમાઇ જતો જાંન બચાવા અને

તેને જીવતો પાછો ઉઠાડવા તેણે હદ બનતું કરયું. ખુંનની કાળી તીલી સાથે તેને જલ્લાદને હાથે મરવાનું થાય અથવા સર્વદા લોકોની થુ-થુ વચ્ચેજ જીવવાનું થાય તે માટે તેનો જીવ સીકે ટીંગાયલો હતો. તેણે પોતાની તોજેશ વચ્ચે ગ્લેડીઝને ઉપરાસાપરી વચનો આપ્યાં હતાં કે લીઓ જો જીવે તો તે પોતાની મગરૂરીને સદાની છેલ્લી સલામ કરશે, અને તે જવાંનનો જાહેરમાં સ્વિકાર કરીને ખરી હકીકત લોકોમાં જરા બી શરમાયા વના તે ખુશી સાથે જાહેર થવા દેશે. વળી લીઓને પોતાના પેટના દીકરા પેરે તે સદા હેતથી ચાહશે, ને તેને પોતાના મેહેલમાં રાખી તે પછી સદા સુધી સાચવશે.

અને થયું પણ તેમજ ! ખુદા તેની દયામાં એવા નેકમાંનેક હીંગામ વચ્ચે કેમ તંગદસ્ત થઇ શકે ? લીઓ છેક મોહોતની કીનારી તલક પોંહચી ગયલો કાબેલમાંકાબેલ તબીઓની ખંતીલી સારવારથી અંતે જીવવા અને સાજો થવા પામ્યો, કે જયારે લેડી ગ્લેડીઝ હદ બનાના હરખથી હર્વઘેલી થઇ.

અને તે તુમાખી ઉમરાવે પોતાનું આપેલું વચન પાલ્યું, કે જયારે લોકોની ભારે અજાયબી વચ્ચે સુંદર ગ્લેડીઝના આગલા ગરીબ સંસારની તે સઘળી હેરત પમાડનારી કેફીયત એકદમ અજવાળામાં આવી.

* * * * *

હવે કેહવાનું થોડુંજ રહયું છે. તે મોટા મેહલમાં દુઃખનો એક બી ઓળો હવે રહયો ન હતો. નાઉમેદ થયલા એકલા કંગાલ આલબર્ટ સિવાય સર્વ કોઇ હવે ખુશખુશાલ અને સુખી સુખીઆરાં હતાં. વીલી પણ પોતાના વડા ભાઇનો હેતથી અંગીકાર કરતો હતો, કે જયારે ગ્લેડીઝ ને લીઓનાં સુખની તો જાંણે સીમાજ ન હતી !

રોઝ પણ પુરતી સુખી હતી. લીઓ માટેના તે સુંદરીના સાચ્ચા પ્યારનો ઉમરાવ ફીલીપે તેટલાંજ હેતથી સ્વિકાર કરયો હતો, અને તેઓ અદરાઇ ચુકયાં હતાં, કે જયારે જલદીજ, વળી, તેમનાં મોટી ધામધુમથી લગ્ન કરી આપીને પોતાની નજીસ ગરૂરીની પુરતી તોજેશ પરીપુર્ણ કરી આપવા તે સુધરીને સમો થયલા ઉમરાવે માથે લીધું હતું. તે ઉમરાવી તોખમનો એક શુદ્ધ ઉમરાવબચ્ચો હતો, અને તેથી તે સુધરવા લાગ્યો અને પોતાની ભુલ જોઇ શકયો ત્યારે તેને સમો થતાં વિશેષ વાર લાગ્યો નહીં. તે હવે સામો પોતે પોતાની એ આગલી હેમાકાત બલ્કે હેવાન્યત માટે તાજુબ અને હેરત રહયો !

લીઓનાં લગ્નમાં પેલા નામીચા ગાનાર વરનર અને ફીસખી ચીતારા વારીનીએ પણ ઉલટમંદ ભાગ લીધો. તેમના વડે આ ભીક્ષુક ચીતારાનો ઉદ્દગાર અને ઉદય થયો હતો, અને તે બન્નેનું હેસાંન ગ્લેડીઝ મરતાં તુલક ભુલી જઇ શકી નહીં. ટુંકમાં, સઉ સારૂં જેનું સેવટ સારૂં. એક મીઠી માવતરનાં પવિત્ર વ્હાલનું મહત્વ ને મહીમા અચુક ફીસમે પુરવાર કરી આપનારી આપણી આ ચાનકરૂપી ન્હાનકડી વારતાનાં સઘળાં સુખી પાત્રોએ પછીથી, મોટાં માચો કેહતાં તેમ, "ખાધું પીધું ને મોજ મજાહ કીધી" એવી રૂડી ખાત્રી સાથે અમો અમારાં વ્હાલાં વાંચનારાંઓથી અત્રે રૂખસદ લઇશું, અને રૂખસદ લેતાં આ વારતાનાં મથાલાંમાં અમોએ પુછેલો સવાલ, જવાંન લીઓની નેકબખ્ત માતા ગ્લેડીઝના સંબંધમાં, અમો અમારાં સુજ્ઞ વાંચનારાંઓને પોતાનેજ પાછો પુછીશું કે—**મીઠી કે જુઠી ?**



જાહેર ખબર.



# જુની દેશાઈની કું.

## દરેક જાતનાં રેશમી, ગરમ તથા જરીનાં કપડાં રંગનારા તથા ધોનારા.

**નાo ૬૩, ધોબીતલાવ, નવાં આતશબેહેરાંમની પાસે.**

**બ્રાંચ—હોરનબી રોડ, કોટ; અને ગ્રાંટરોડ, ટ્રામ ટરમીનસ આગલ.**

જુન્નું તેજ સુન્નું! જુની દેસાઇની કું.એ પારસી કુટુંબો માટે આ સાહસીક ને ખરચાલુ ખાતું સ્થાપ્યું ત્યારે મોહલ્લે મોહલ્લે વૉશીંગ કુંપનીઓ મકોરાની પેઠે આજની પઠીન ઉભાઇ જતી નહીં હતી, અને તે પછીથી જારી થયલી જોરાવર હરીફાઇ છતાં આ પુરાણું ને મચી ગયલું ખાતું પોતાનાં અસલવારેનાં તેમજ અનેક નવાં ગ્રાહકોને સંતોશ આપતું આજે બી આબાદ છે. સેંહેકડો સર્ટીફીકેટો મોજુદ છે. અમારાં ખાતાંમાં દરેક સુધરેલી રીત પ્રમાણે તદનજ નવા રસાયણ પ્રયોગથી કપડાં રંગી તથા ધોઇને સફાઇદાર બનાવી આપવામાં આવે છે.

બાંનુઓનાં દરેક જાતનાં કપડાં—સાડી, બદીઆંન, બચ્ચાંના રેશમી તથા ગરમ ફ્રોક, કોટ, ગ્રહસ્થોના ડગલા, પાટલુન, જરકસબથી ભરેલાં કપડાં, ભીક કસબની સાડીઓ, અંબર શેલા, બનારસી કસબી સાડીઓ વિગેરે દરેક જાતનાં રેશમી, તથા ગરમ, સુતરાઉ કપડાં રંગીને નવાં જેવાં કરી આપવામાં આવે છે, તેમજ સફાઇદાર ધોઇ આપ-વામાં આવે છે.

વળી આજકાલ સાધારણ ફરીયાદ થાય છે જે નમુના પ્રમાણે રંગ કદાચંજ રંગાય છે, પણ હમારાં કામથી તેવી ફરીયાદ હંમેશની દુર છે.



જાહેર ખબર.

# ભોળાં બાનુઓ !



જાણજો કે આએ એક સુધરેલો જમાનો છે માટે ખરાંખોટાંનો તોલ કરી પૈસા એ પૈસાની કસર નહી કરતાં આબરૂદાર વેપારીઓનેજ આશરો આપજો અને યાદ રાખજો કે દર સાલ

## પવિત્ર મુકતાદોના દિવસોમાં

મુખ્ય કરી પારસી કુટુંબોમાં **માણેકીઆ બ્રધર્સને** ત્યાંનું

ઘી, ખાંડ, મેવો, મસાલો, સુખડ, લોબાન વીગેરે એટલાં તો મોટાં પ્રમાણમાં જાય છે કે જેઓ અમારો માલ વાપરે છે તેઓ બીજાઓને વાપરવાને સખત ભલામણ કરેછે કારણ કે અમારા વીશે હવે લોકોને પુરેપુરી ખાત્રી થઇ છે જેથી કીમત ઠેરવ્યા સીવાય હવે ઘરાકો અમારે ત્યાંથી માલ ખરીદ કરે છે. દુરનાં ઘરાકોને એક પોસ્ટ કાર્ડ લખવાથી ઓરડર મુજબ માલ ઘેરબેઠાં પહોંચતો કરીશું તથા બાહારગામ વી. પી.થી મોકલશું.

## અમારે ત્યાં

દરેક જાતનું ચહડઉતર ભાવનું ઘી, વીલાયતી તથા મોરીશની ખાંડ, સોજાતે સુકો મેવો, ખાણામાં નાંખવાનો મખવાસદાર મઘમઘતો તાજો દળેલો મસાલો, શુધ્ધ શેરડીનો સરકો, સોજાત સફેદ તલનું મીઠું તેલ, સોજાતું મલબારી અને ગામઠી સુખડ, કોડીનું તથા રસનું લોબાન, હાથની વણેલી ફેરમાસુ સેવ, ઘઉંનું દુધ, સોજાતે વસાણાનો સામાન, ઉંચો ઇસ્તમ્બોલનો ગુલાબ, જુદી જુદી જાતની ખુશબોદાર ચાહા અને મનપસંદ મીક્ષચરો, તાજી દળેલી ફ્રેન્સ અને મોખા કૉફી, સેન્ટ, સાબુ, પાઉડર પફ્સ, કોલનવોટર વીગેરે રોજની વપરાસની ચીજો ઠીકાયતે મારકીટ ભાવથી મળશે.

## માણેકીઆ બ્રધર્સ.

૨૦૬, ચીરાબજાર મારકીટ, ત્રામના મોટા રસ્તાપર,

મુંબઇ.



જાહેર ખબર.

# બાનુઓ, ઉત્તમ અને સ્ટાઇલીશ ભરત કરવા વાસ્તે શું વાપરશો?

## સોજ્જું ભરતકામ એ સમજુ બાનુઓની કારીગીરી છે.

જયારે તમોને સોજ્જું ભરતકામ કરવા મરજી થાય ત્યારે

> **આ દ મ જી નુ ર ભા ઇ ની કું.**
> ઉનવાલા બીલડીંગ, ૩૪૬, ગ્રાન્ટરોડ,
> ચરનીરોડ જંકશન પાસે, મુંબઈ

એ શીરનામે આવવા તસદી લેવી.

અમારે ત્યાં છેલ્લા મેલમાં ફ્રેંચના રેસમી પતા અને સુંદર ચલકતાં ભરતકામને માટે લેટેસ્ટ કલરસનું પીઅર સેલસનાં નામથી જાતીતું થયલું રેસમ ઘણુંજ સુંદર કલરસમાં આવી લાગ્યું છે, માટે દરેક બાનુઓને તે વાપરવા અમે એલતેમાસ કરીએ છીએ.

બીજો ભરતકામ તથા ગુંઠનકામને લગતો દરેક જાતનો સામાન તથા ફેનસી હોઝીયરી અને લેટેસ્ટ ડીઝાઇનના સદરા, બોય, લેસીસ વગેરે મળશે. વાજબી ભાવ અને એકજ દામ એ અમારી સ્પેસીયાલીતી છે.

દેસાવરોનાં ઘરાકો માટે ખાસ સગવડઃ ઓરડરનો માલ વી. પી. થી મોકલવામાં આવશે.

આદમજી નુરભાઇની કું.,—
૩૪૬, ગ્રાન્ટરોડ, મુંબઇ.

જાહેર ખબર.

## ઇસલામીઓ માટે એક નાદીર તોહફો.

### એક અજાયબ કરાવનારી નવીન ખુશખબરી.

# ઇમામ મેહદીનું ઝુહુર.

### ઇંગ્લેન્ડમાં લહેરાતો ઇસલામી ફરેરો.

### શેખ સનુસીની મુલાકાત.

**મજકુર વીચીત્ર બાબતો જાણવા માટે જલદી મંગાવો રીસાલએ**

# બીશારત

જેમાં એક મશહુર આલીમની સફરની હાલતો લખવામાં આવી છે. (૧) જુદી જુદી જગ્યાઓથી ઝુહુર વીષે મળેલી ચોકસ ખબરો. (૨) કેટલાક ઓલમા સાથ મુલાકાત અને ઝુહુર વીષે આગાહીઓ. (૩) શેખ સનુસી સાથ મુલાકાત અને તેવણુથી જણાએલી અજાયબ ખબરો. (૪) ભેદ ભરમથી ભરપુર ખવાબો (સ્વપનાઓ). (૫) ઝુહુર માટે ચોકસ નીશાનીઓ.

તાકીદથી મંગાવો નહીં તો તમામ થઇ રહેવાથી આપને મેહરુમ રહેવું પડશે! ફટોફટ રીસાલાઓ તમામ થતા જાય છે. શું કોઇ ઇસલામી એવો હશે કે જે આ રીસાલો જોયા વગર રહેશે?

કીમત માત્ર છ આના રૂ. ૦-૬-૦. ટપાલ ખરચ એક આનો. સાત આનાની ટીકીટ મોકલાવો અથવા વી. પી. કરવા ફરમાવશો. પરમુલકવાળા ગ્રહસ્થોએ પોસ્ટેજ માટે બે આના વધુ મોકલવા.

નોટ—નામ, ગામ, ઠેકાણું સાફ સાફ લખવું.

મળવાનું ઠેકાણું:—

**અખબાર—ઓફીસ.**

સીધપુર (નોર્થ ગુજરાત).

SIDHPUR, (N. Gujarat.)
INDIA



## જાહેર ખબર.

# "જી-રોજી."

"ફુરસદ" ની કટારોમાં નજદીક બે વરસ તક લંબાયલી દીલપઝીર પારસી સંસારી વારતા નામે "જી—રોજી" ના સઘળા અંકોની સંપુર્ણ ફાઇલોના ગણત્રીના થોડાક સૅટ વેચવા માટે તૈયાર કરી શકાયા છે. એ વારતા માટે ઘણાંક આહકોને નાઉમેદ થવું પડયું હતું તેમને માટે આ નાદર તક છે. એ વારતા ઉપરાંત એ નજદીક બે વરસની ફાઇલોમાં બીજું દીલપસંદ વાંચવાનું પુશ્કલ ને પુરતું છે. તાકીદે મંગાવી લેશો. એકંદર કીંમત, ટપાલ ખરચ સુધાં, ફક્ત રૂ. ચાર.

ફુરસદ ઑફીસ,—ફ્રીઅર રોડ; કોટ.



# એક પરણેતર—ખરી કે ખોટી?

પ્રખ્યાત બાંનુ લેખક "M. R. B." ની આ મોટી જાણીતી વારતા જે "નવરાસ" માં છપાઇ છે તેની થોડીક ગણત્રીની કંપલીટ ફાઇલો વેચવાની બાકી રહી છે. તુરત મંગાવવી. આ વારતા અવલથી આખર તક ઘણીજ દીલપઝીર છે.

કીંમત, રેજીસ્તર ને પોસ્ટ ખરચ સુધાં, રૂ. ૩.



# "રાજાના મેહેલમાં."

"નવરાસ"ના અધીપતીની કલમથી લખાયલી આ દીલપસંદ ને રસીલી વારતાની કંપલીટ ફાઇલો વેચવાને થોડીક તૈયાર કરી શકાઇ છે. આ વારતા પુશ્કળ વખણાયલી છે. અજમાવી જુઓ.

કીંમત, રેજીસ્તર ને પોસ્ત ખરચ સુધ્ધાં, રૂ. ૩.



# વાંચણનાં શ્રીમંત શોખીનો માટે ખાસ.

**અમારાં "ફુરસદ"** માસીકની આગલી ફાઇલો જે અમારે હયાં મલતી ન હતી ને ઘણાંક શોખીન ગ્રાહકોને નાઉમેદ થવું પડતું હતું તેના સંબંધમાં અત્રે હવે ખાસ ખબર આપવાની કે છેલ્લાં **૩૨** વરસમાંની ઘણીખરી બધી ફાઇલોનો એક મોટો આવકારદાયક સંગ્રહ, સુંદર બંધાઇ સમેત સજ્જ કરેલો, અમો ઘણી મહેનતે મેલવીને તૈયાર કરી શકયા છીએ. આ ફકત અમો કને **એકજ સંપુર્ણ સેટ** છે, ને એવાં ખાતાં ખરચતાં ન ખુટે એવાં બિસ્યાર ને રસીલાં વાંચણનો જંગી જથો હાથ કરવાની આવી એક તક શોખીન વાંચનારાંઓને કવચીતજ મલી શકશે. એ છેલ્લાં **૩૨** વરસની આ માસીક મજકુરની સંપુર્ણ ફાઇલોમાં અધીપતીની અને અતી ચુનંદાં સેહેંકડો લેખકોની કલમોથી લખાયલી સેહેંકડો ન્હાની મોટી દીલપઝીર સંપુર્ણ વારતાઓ, નાટકો, પેટ પકડીને હસાવે એવી હાસ્યજનક રમુજો વગેરે વગેરે વાંચણનો—કશી બી સહરાગત વગર કેહતાં—એક દીલ ખુશ થાએ એવો મસ મોટો સંગ્રહ મલી શકશે.

કીંમત રૂ. ૨૦૦ પોસ્ટેજ મુકત.

ધ્યાંન રાખવું કે આ **૩૨** વરસની ફાઇલો તમામ સીલસીલાબંધ સંપુર્ણ નથી. પુસ્તક ૧ લું, ત્રીજું વગેરે એ સેટમાં ત્રણેક વરસની ફાઇલો નથી, પણ પાછલથી જયારે બી હાથ આવી શકે ત્યારે લેનારને તે પુગાડીને એ તેમનો સેટ પુરો કરી આપવાને અમો ખરાં દીલથી કાળજી કરશું,--જોકે કોઇ બી રીતે વખતની અવધ માટે અમો કશીજ રીતે બંધાતા નથી. રૂ. ૧૫૦ માં અમો બે સેટસ વેચી ચુકયા છીએ.

**એ ઉપરાંત પંદરથી વીસ વરસની,** સીલસીલામાં ન મળે એવી પણ, થોડીક સંપુર્ણ ફાઇલો અમારી કને છુટક વેચવાની હાથમાં ફાજલ છે. તે બધી મજબુત ને શોભીતી બંધાવેલી છે, ને તેમાં પણ વાંચવાનું પુસ્કળ જથ્થામાં અને અતીઘણું મનરંજન મળી શકશે. એ ફાઇલો દરેક **રૂ. ૪ ના ભાવે** અમે વેચી શકશું.

**વળી એ ૩૨ વરસની ફાઇલો વાંચીને સંપુર્ણ આકારમાં થાવી અમને** પુગાડવાની શરતથી શોખીનોને એકી વારે પાંચ પાંચના લાટમાં એકેક મહીનાની મુદતે અમે વાંચવા ભાડે આપી શકશું, ને દર પાંચ ફાઇલ દીઠ દર મહીનાનું ભાડું ટપાલ ખરચ સુદ્ધાં રૂ. ૭ અંકે **સાત** ચાર્જ કરવામાં આવશે.

ફુરસદ ઑફીસ, ફ્રીઅર રોડ, કોટ, મુંબાઈ.

જાહેર ખબર.

# સસતી ચાર રસીલી વારતાઓ:—

૧. "મીઠી માસીની મેહેરાં."

૨. "જાલ જુગારી."

૩. "એકજ ભુલ—જીંદગીની ધુલ."

૪. "પાપનું મુળ—પૈસા!"

☞ આ સસતી ૪ રસીલી વારતાઓની ઘણીજ ભલામણ કરી શકાશે. 'ફુરસદ'ના નોરોઝના ડબલ મોટા અંકો માટે હરેક વરસમાં ખાસ લખાયલી એ ચાર મોટી દીલપઝીર સંપુર્ણ વારતાઓ છે. ગમે તે એક અથવા બધી સામટી અજમાવી જોઈ શકાશે. જે એક વાંચશે તે બધી વાંચશે.

અકેકની કીંમત ફક્ત રૂ. ૦॥, પોસ્ટેજ ૦)– વી. પી. પોસ્ટથીજ મોકલવામાં આવશે.

બ. ન. કાબરાજી.



જાહેર ખબર.

# અમેરીકન ડેન્ટીફ્રીસ.

આ એક નવુંજ મંજન છે, જે એક વિદ્વાન દંતવૈદના મોટા અનુભવનું બહુજ આવકારદાયક પરીણામ છે. દાંતનાં મંજનોની અનેક જાહેર ખબરો છપાય છે તેમની હરોલમાં આ મંજન ઘણા કીફાયતભરયા ભાવના તમામ ખાત્રીપુર્વક માલ તરીકે બજારમાં રજુ કરવામાં આવે છે. જેઓએ આ મંજન વાપરયું છે; તેઓએ તે એક અવાજે વખાણ્યું છે. એથી દાંતના દુખારાની વેદના સદંતર નાશ પામે છે.

આ મંજન માટે અનેક સીફારસો વગર માંગવે લખાઇ આવી છે તેમાંથી છેલ્લામાં છેલ્લો એકજ ઉતારો બસ થશેઃ—

કરાંચીથી મી૦ એમ, વી, હાજી લખે છેઃ—

"તમારો મંજન મને બહુજ માફક આવેલો છે. એ અગાઉ અમે અનેક ઘણી મોંઘી કીંમતના મંજન વાપરેલા છે, પણ તે કરતાં આપનો મંજન વગર શકે વીશેષ ફાયદાકારક છે. બીજી બાટલી નંગ ડજન બે મોકલી આપજોજી."

આ મંજન જેઓને જોઇએ તેઓએ મુંબઇમાં નીચે સહી કરનારને ત્યાંથી મંગાવી લેવું. મુંબઇમાં જેઓને એકી વારે ચાર શીશી જોઇતી હોય તેઓ જો લખશે તો ઘેરબેઠાં પોહોચાડી પૈસા ચુકવી લઇ જવામાં આવશે.

આ મંજન સર્વને લેવા સવલ થાય તેથી તેની દાબી દાબીને ભરેલી એક નાની શીશીની કીંમત રૂ. ૦। રાખી છે. દેશાવરવાળાં ગ્રાહકોએ પેકીંગ અને પોસ્ટેજના મેહેરબાની કરી શીશી દીઠ રૂ. ૦)॥ જાસ્તી મોકલવા. દેશાવર ખાતાંમાં કમતીમાં કમતી ચાર શીશીજ મોકળવામાં આવે છે.

☞ આ મંજન હાલમાં અમો વધારે મોંઘાં વસાનાનું બનાવ્યે છીએ ને તેથી તે ઘણુંજ નામીચું થયું છે. એક અજમાયસની ભલામણ કરયે છીએ.

બહમનજી નવરોજજી કામદારજી.



# જાહેર ખબર.

## "ફુરસદ"ના છુટક અંકો સસ્તા વેચી નાખવાના છે.

સંપુર્ણ ફાઇલો નહીં થઈ શકે એવાં પહેલાં ૩૦ સાલોનાં છુટક બચેલાં "ફુરસદ" નકલ દીઠ બે આનાની ઘણીજ નજીવી કીંમતે, કાઢી નાખવાનાં છે. "ફુરસદ"નાં વખાણનાર સેહેંકડો પાછળથી થયલાં નવાં શોકીન ઘરાકો માટે આ એક સોના મોહોર જેવી તક છે. સસ્તું ને સીગનપોરી જાત્રા!! જોકે ચાલુ વારતાનાં સાંધણ આ છુટક અંકોની ખરીદીથી હાથ આવી શકશે નહીં પણ દરેક અંકમાં અનેક સંપુર્ણ દીલપઝીર વારતાઓ, પરંતુ હાસ્ય ઉપજાવે એવી ઢગલાબંધ રમુજો નસીહતકારક નિબંધો વિગેરે, વિગેરે ઢગલાબંધ વાંચણ એક તડાકે હાથ આવી શકશે.

જે સાહેબો એ છુટક ચોપાન્યાંઓમાંથી પોતાને જોઇતા ચોક્કસજ અંકો સંગાવશે તેમને ૦)॥ નાં દામમાં મલી શકશે નહીં. એ રીતના ખાસ ચુંટી ચુંટીને સંગાવેલા અંકો હુંડી આપવાનું ઘણુંજ મુશ્કીલ ને કંટાળાનું કામ છે, ને તે માટે અંક દીઠ ચાર આના ચારજ કરવામાં આવશે.

☞ નમુનાની થોડીક નકલો તુરત મંગાવી જુઓ.

"ફુરસદ ઑફીસ"—ફ્રીઅર રોડ, કોટ.

---

## ફુરસદ–સીલવર–જ્યુબિલીનો મોટો યાદગારી ગ્રંથ.

### થોડી નકલો વેચવાની ખાસ ફાજલ રાખી છે.

આ એક મોટો દલદાર ને દમામદાર પોથો છે. તેમાં "ફુરસદ"ના અધીપતીનો ખુલાસો અને ૨૪ ચુનંદા લેખકોની તેઓએ વિગતવારે આપેલી ઓલખ પેહેલાં રજુ થાએ છે, અને અધીપતીની જીંદગીનો એક ટુંક હેવાલ તથા તેમની અને તેમનાં કુટુંબની તસવીરો ઉપરાંત, તે તમામ ૨૪ લેખકોની તસ્વીરો અને એ ગ્રંથ માટે તે લેખકોએ ખાસ રજુ કરેલાં લખાંણોનો એક દીલપઝીર સમાવેશ કરવામાં આવ્યો છે. એ એક મોટું સુશોભીત, દરેક ઘરમાં રાખવા ને વાંચવા જોગજ એક નમુનેદાર પુસ્તક છે.

કીમત રૂ. ૨. ટપાલ ખરચ નહીં.

ઠેકાણું—ફુરસદ ઓફીસ—ફ્રીઅર રોડ, મુંબઇ.

